ભેદ ભરી

# સ્ત્રીચરિત્રની વાર્તા.

છપાવી પ્રસિદ્ધ કરનાર

બુકસેલર મંગળદાસ જોઈતારામ શાહ.

રાયપુર--અમદાવાદ.

સંવત ૧૯૮૧ સન ૧૯૨૫.

આવૃત્તિ ૩ જી પ્રત ૪૦૦૦

કીંમત ૦—૮—૦.

# જાહેર ખબર.

## બુકસેલર મંગલદાસ જોઈતારામના પુસ્તકાલયમાં વેચાતાં પુસ્તકોનું સુચીપત્ર.

**ચતુર સુંદર ( ચોવીસ ભાગ )** જેની અંદર રાસલીલા, દાણલીલા અને અતી મનોહર ગરબીઓવાળું દળદાર પુસ્તક બસો ચોવીશ પાનાનું છતાં કીમત ૦—૧૨—૦.

**જસમા ઓડણ મોટી**—જે બહાદુર સિદ્ધરાજના પંજામાં ફસાઈ છતાં તેને પોતાનું શીયળ સાચવ્યું છે વગેરે જાણવા જોગ ઘણી બાબતો છે કીમત ૦—૫—૦.

**હોથલ પદમણી**—પતિવ્રતા સ્ત્રીઓ માટે ખાસ પુસ્તક જરૂર મંગાવો કીમત ૦—૧૨—૦.

**નરસીંહમેતા નોવેલ**—જગજાહેર વારતા તેમજ ( **ભક્તિરસથી ભરપુર** ) આજેજ મંગાવો. કીમત ૦—૧૨—૦.

તમામ જાતનાં પુસ્તકો પ્રગટ કરનાર

**બુકસેલર મંગળદાસ જોઈતારામ**

રીચીરોડ—અમદાવાદ.

# સ્ત્રી ચરિત્રની નવીન વાર્તાઓ.

## વારતા ૧ લી.

### કુલીનસિંહ રાઠોડ અને નીમચંદશાહ તથા તેની સ્ત્રી ચંચળમતિનું ચરીત્ર.

પૂર્વે સુરસેન નામે ગામમાં જાલીમસિંહ અને કુલીનસિંહ નામના બે રજપુત ભાઇઓ રહેતા હતા. એક સમે તે ગામપર સરાઇ લોકો ચઢી આવીને ગામની મિરાત, એટલે ઢોર ઢાંખર વાળી ચાલતા થયા. તેથી રૈયત બે ભાઇ પાસે ફરીયાદે આવી. આ જાતે અસલ રાઠોડ હતા. તેથી મેઘનાદ કરીને સિંહ તેના જંગલને ગર્જનાથી ગજાવી મેલે છે, તેવી રીતે આ બે શૂરવીરો ખળભળી ઉઠયા. જોતજોતામાં તેઓ નાગાં ખાડાં સજીને ચોકમાં આવી ઉભા. તેઓ નાના ગામના ઠાકોર હતા, તેથી તેમને સેના હોય એવી કે તેમની પછવાડે ચઢે? પણ તેઓ જાતે કઠોર રાઠોડ

રજપૂતના બેટા હતા એટલે સંખ્યાબંધ શત્રુ સામે પણ તેઓ એકલા પવનપર સ્વાર થઇને ચાલ્યા.

આવી તેમની હિમ્મત અને બહાદુરીથી ગામના લોકો તેમની વ્હારે ચડ્યા. મેદાનમાં જઇને તેઓએ રણશિંગડાં ફુંક્યા તેથી તે શતરૂને જાણું થયું કે કોઈ વારસો લેવાને આવ્યો છે તો હવે તેને જમને સ્વાધીન સોંપવો. એટલું બોલતામાં પાંચ હજાર માણસ સામે આવી ઉભું તે જોઇને કુલીનસિંહ ક્રોધથી બોલ્યો " કે કોઈ રાંડ ભુંડણે આ જણતર જણી મેલ્યું છે ? આમાં કોઈ રજપુત બચ્યો નથી કાયર વર્ણશંકર ભેગા થયા છે. "

કુલીનસિંહની આવી કડવી ઝેર બોલી સાંભળીને પ્રાતપક્ષનો સરદાર શિરોઇ ઉગામીને એકદમ ધશી આવ્યો ને જેવો ઘા કરવાને જાય છે તેવામાં તો જાલમસિંહના ઝટકાની સાથે તેનાજ ત્રણ ખંડ છુટા થઇને ઉડ્યા એટલે સામાવાળા લશ્કરે તેમને ઘેરીને માર માર કરવા લાગ્યા બંને ભાઇઓ બાહોશ અને પુરા ખેલાડી હતા. તેમને શતરૂનો એક ઝટકો વાગ્યો નહિ અને સુરજ આથમતા પહેલાં સરાઇબા (લુંટારાની)ની અડધી ફોજના માણસને વિષ્ણુલોકમાં મોકલ્યાં.

આવા હિંગામમાં કોઇ એક સ્ત્રી હથિયારબંધ જમીન પર લોટતી લોટતી છેક જાલિમસિંહના પગ નીચે આવી અને સુતાં, સુતાં, તેણીએ એક એવો કારી ઘા જાલિમસિંહની છાતી સરસો માર્યો કે તેનું અડધું શરીર વચ્ચેથી ચીરી નાંખ્યું. તેથી કરીને તે લડથડીયું ખાઇ નીચે પડ્યો. તે જોઇને કુલીનસિંહની આંખમાં ખુમારી ભરાઈ આવી. ડોળા લાલચટક થઈ ગયા અને ભાઇનું વેર લેવાને સારૂ હવે બીજે હાથે તેણે ભાલો નીચે પાડી તેણીને

ઝાલી લઈ ખંભે અંતરીક્ષ લટકાવી ! તે જોઈને સર્વે કોઇને ધીરજ ના રહી અને ત્યાં ભંગાણ પડયું, તેઓ પોતાનો જાન લઇને નાઠા

એવામાં જાલિમસિંહ રણમાં ખપ્યા એ વાતની ખબર એની સ્ત્રી ભટિયાણીને થઇ કે તે આવીને સતી થઇ. ત્યારે કુલીનસિંહને એક આંખમાં શ્રાવણ અને બીજીમાં ભાદરવો છુટી પડયો !

જે લોકો તેમની વાંસે ચડયા હતા તેમને સરઇયા લોકે નારાજ કર્યાથી ગામમાં મરદનું નામ દીઠામાં આવતું નહતું એથી કરીને કુલીનસિંહને બહુ કલ્પાંત થયું તેથી ગામ મેલીને ચાલી નીસર્યો, કે હવે આપણું અહિં પુરૂં થવાનું નથી તે ચાલ્યો ચાલ્યો કંકાવટી નગરીમાં આવી પહોંચ્યો. તેની પાસે પૈસો ટકો રહ્યો નહતો તેથી અહિં કેમ નિર્વાહ ચલાવવો તેની સોચમાં પડયો, વટેમાર્ગુઓને જોઇ કુલિનસિંહે પુછ્યું કે આ શહેરમાં નોકર રાખે એવો કોણ છે ? એક બે જણે કહ્યું કે તમને ચાકરી રાખી ભીખરી આપે એવો તો આ ગામનો ફકત નગરશેઠ મોતીશાહ છે.

કુલીનસિંહ ચાલ્યો ચાલ્યો નગરશેઠને ઘેર આવી સલામ કરીને ઉભો, તેને જોઇને મોતીશાહ મનમાં શંકાયો. પણ વાણીઆ ભાઇ એટલે જાતે ચતુર, એટલે ચેત્યો કે આ કોઇ મહાન પુરૂષ જણાય છે ખરો, પણ વખાનો માર્યો આવેલો દીસે છે, માટે કદાચ આશ્રય માગે છે. આપણે એને આપીએ તો કોઇ દીવસ કામનો છે એવી ધારણાથી તેમને પુછ્યું, આવો ભાઈ ? તમે કયે ગામેથી આવ્યા ? તમારૂં નામ શું અને તમારે શું જોઇએ છે ?

કુલિનસિંહ—હું સુરસેન ગામનો રહેવાશી, જાતનો રજપૂત, ને કુલીનસિંહ મારૂં નામ છે. અને ચાકરીના લોભે હું તમારે ઘેર આવ્યો છું.

નગરશેઠ—(હસીને) તમારી ચાકરી કરવાની જ મરજી છે તો હું તમને રાખીશ. દશ રૂપીયાનો પગાર આપીશ ને કોઇપણ પાંતીનું મારે ત્યાં તમારે દુઃખ રહેશે નહિ, નગરશેઠની આવી ચાલના જોઇને કુલીનસિંહે તેની ચાકરી કબુલ કરીને ત્યાં રહયો. હવે શેઠને નીમચંદશાહ નામે એકનો એક છોકરો હતો, તે દુર દેશાવર પરણ્યો હતો, અને તેની વહુ આણાજોગ થઇ હતી પણ માર્ગમાં ઘણો ભો હોવાને લીધે આણું વાળવાને ત્યાં જવાતું નહિ હતું તેથી કરીને હવે પોતાના દીકરા સાથે આ નવા રજપુત સિપાઇને વહુને તેડવાને મોકલ્યો.

તે કેટલેક દીવસે ડુંગરપુર વાસુવાળે આવ્યા ત્યાંથી ખેપીયા સાથે વધાઇ વિજયપુરપાટણ મોકલી, પાછળથી તેઓ પણ જઇ પહોંચ્યા. નિમચંદનો સસરો હીરાચંદ શેઠ સામૈયુ કાઢીને વાજતે ગાજતે ગામને પાદરે આવ્યા ત્યાં તેઓનો મેળાપ થયો. પછી તે બળતી મશાલે બડી ધામધુમથી ગામમાં આવ્યા. સાજનમાજન આવીને હીરાચંદશાહ શેઠને આંગણે આવ્યા. તેણે સર્વેને યથાયોગ્ય સત્કાર કરી ફુલ, સોપારી પાન, શ્રીફળ, વિગેરે આપીને વિદાય કર્યાં પછી જમાઇની તેણે આસનાવાસના કરી. સારી પરોણાગત કીધી અને એક જુદી અલાયદી લાંબી મેડીએ ઉતારો આપ્યો ત્યાં મહેતા ગુમાસ્તા, દાસ દાસીઓ, વિગેરેને સેવામાં સોંપ્યાં. હવેલીમાં દીવા ઝાડ-ઝમાળ બળી રહ્યા હતા. કોઇ પાંતીની તેમને ન્યુનતા જણાતી નથી. જે જોઇએ તે હાજરજ છે તે જોઇને બધાં ખુશી થયાં, એમ કરતાં આનંદમાં બે પ્રહાર રાત ગુજરી ગઇ, તેના સાસરે જમાઇને થાકયા પાકયા જાણી હવે જલદી સુઇ રહેવાની મેડી બતાવી ત્યારે કુલીનસિંહ શેઠની વાંસે ચાલ્યો તેને કહ્યું

તું ક્યાં જાય છે. ? તેણે કહ્યું કે મારા શેઠને જુદા મુકાય નહિ. એ જ્યાં સુએ તેની ઓસરીમાં મારો ઢોલીઓ ઢાળો નહિં તો શેઠને હું સોંપતો નથી. તેથી બંનેના ઢોલીયા પાસે નંખાવી આપ્યાં

શેઠની સજ્યાપર ફુલની ઝાલર ઝુલી રહી હતી. સુગંધી બહેકતી હતી પાન સોપારીની તબક હાજર હતી. શેઠ બીછાના પર જઈને સુતા, ને એક બે દાસીએ આવીને પગચંપી કરવા માંડી એટલે લેરખી શેઠાણી ચંચળમતી શણગાર સજીને રૂમઝુમ કરતા નેન નચાવતાં ઓરડામાં આવ્યાં તેણે પ્રથમ શેઠની સોના નાણે નોછાવર (લુણ) ઉતારી દાસીને આપી વીદાય કરી પછી અગર ચંદનની આર્ચા કરી ફુલના હાર ગજરા પહેરાવી આરતી ઉતારી શેઠનીપગચંપી કરતી પલંગપર બેઠી.

આવે સમયે રસ્તામાં થાકને લીધે અને શેઠાણીનું નુર તથા ચંચળમતીના નખરા જોઈ ને શેઠ તો છકજ થઇ ગયા, તેમજ શેઠાણી પણ મનમાં એકકે બોલ બોલ્યા નહિ તેથી શેઠની આંખ મીંચાઈ અને ઘોરવા માંડયું. પણ અહીં કુલિનસિંહ જાગતોજ પડી રહ્યો. શેઠનાં નસકોરાં બોલતાં સાંભળીને એક બેવાર શેઠાણીએ ઢંઢોળ્યા પણ કાંઇ જવાબ આપ્યો નહીં એટલે તે પલંગ પરથી નીચે ઉતરીને શણગાર વેગળો કીધો ઘાઘરાનો કછોટો માર્યો અને પટોળાથી કમ્મર કસીને ઓરડામાં ગઇ. માંહેથી ઢાલ તલવાર લઈને બહાર આવી કમાડ વાસીને નીચે ઉતરી. કુલિનસિંહ ગુપચુપ તેની પાછળ ગયો ને જોયું તો શેઠાણી ગાંમ બહાર એક તુરક્ષાં ફકીરના તકીઆ આગળ ચાલી ફુંકો ઠોકયો.

એટલે માંહેથી પુછ્યું—કયું બે રંડી ? આજ ઇતની દેર

ક્યું લગાઈ જા ઇદરસે તેરા કુચ કામ નહિ હે ?

ત્યારે બહારથી શેઠાણીએ બહુ બહુ કાલાવાલા કરીને દરવાજો ઉઘડાવી અંદર જઇ ને કહ્યું કે મેં - કયા કરૂં ? મેરા ખાવિંદ આજરોજ આણા કરનેકું આયા હે--સો દેર લગી તે સાંભળતાં જ વાર ફકીરની આંખમાં ઝેર ભરાયું અને તેના રૂએરૂવાં ઉભાં થયા પછી તે ક્રોધ કરીને બોલ્યો. " મુજે તેરા કુછ કામ નહિં, હે" શેઠાણી ચંચળમતી વિચાર કરતી ઉભી રહી, ત્યારે ફકીરે ફરી ધમકાવીને કહ્યું કે " જા એ રંડી કયું ખડી હે ? " એટલે શેઠાણી ઉઠીને ચાલી.

શેઠાણી ચંચળમતિ ઉઠી કે કુલિનસિંહ ચેતો કે રાંડ ખચીત શેઠને મારશે જેથી શેઠાણી જેવી બહાર નીસરી તેવો પોતે જઇ પહોંચ્યો ને એક ઝટકાથી સાંઇને પુરો કરી તેની લાશની ગાંસડી પોતાની પીઠપર બાંધી શેઠાણી પહેલાં શેઠ નીમચંદશાહ પાસે આવી પહોંચ્યો, ને શેઠને જગાડયો--" શેઠ ! ઉઠ ! ઉઠ ! " શેઠ કહે શેઠાણી છતાં તું માંહે કેમ આવ્યો ત્યારે રજપુતે કહ્યું. " મુર્ખ ઉઠ શેઠાણી તારી સોડમાં કયાં છે ! ઉઠ નહિ તો હમણાં જીવથી માર્યો જશે. " શેઠ જીવ જવાના ડરથી તરત ઉઠયો, ને તેને રજપુતે પોતાના ખાટલામાં સુવાડયો. કે ફકીરની લાશ શેઠના પલંગમાં નાંખી. રજઇ ઓઢાડીને દીવો બુઝાવી પોતે સંતાઇ બેઠો. શેઠાણી ચંચળમતી આવી પોતાનો પતી જાણી ફકીરના ગળા પર ઝટકો માર્યો. તેનું માથું કાપેલુંજ હતું તે તરત છુટું થઇને ભોંયપર ગબડી પડયું. તે લેઇ અંધારે અંધારે ફકીર ગુરુ-ખાને તકીએ આવી ફડકો ઠોકયો પણ કોઇ એ જવાબ આપ્યો નહિં તેથી અંતે ફડકો ( તકીઆનો દરવાજો ) તોડીને અંદર ગઇ

તો ફકીરને દીઠો નહિ ને મહા દુઃખ પામી થોડીવાર ત્યાં રાહ જોઈને આખર સમજી કે ધણીને હું મારવા ગઈ તેથી ડરીને પીટયો નાશી ગયો છે તેથી નિરાશ થઇને પોતાને ઘેર આવી એકદમ ચાસ પાડીને રડી ઉઠી, માથાના વાળ વિંખી છાતી કુ-ટવા લાગી તે ગડબડાટનો પોકાર સાભળીને આસપાસથી તેનાં સગાં વહાલાં દોડી આવ્યા, પણ ઓરડામાં અંધારૂં તેથી કાંઈ નજરે પડે નહિં. સહુએ જેમ તેને વિલાપ કરી રડવાનું કારણ પુછ્યું તેમ તે વધારે બરાડા પાડીને રડવા લાગી, અને તેના ધણી નીમચંદશાહના નામનો છેડો વાળ્યો.

એ સાંભળીને હીરાચંદશાહ અને તેની સ્ત્રી છોકરીને રંડા-ેલી જાણી પોક મુકી રડી ઉઠયાં. લેરખી શેઠાણી ચંચળમતીએ વિલાપ કરતાં રજપુતનું નામ દીધું કે એ હરામખોરે મારી ઉ-પર કુનજર કરીને શેઠનું ખુન કર્યું છે સીપાઇને

શેઠાણી નજરે પડયાં તે લાલચે જમાઇને મારી નાંખ્યો છે. તેની રાજા ચતુરસાગર પાસે જઇને ફરીયાદ કીધી.

રાજાએ કુલિનસિંહને બાંધી હજુરની પાસે બોલાવી સર્વના દેખતાં પુછ્યું કે તે શેને સારૂ શેઠના જમાઇને મારી નાંખ્યો

કુલિનસિંહ—મેં માર્યો નથી શેઠની સંભાળ સારૂ મને તેના બાપે સાથે મોકલ્યો છે તે હું જ કેમ કરીને મારૂં !*

રાજા—સર્વ તારૂં નામ દે છે અને તું ના કહે છે એ અનાય કેમ ?

કુલિનસિંહ—કદાચ મારી હશે તો કટારી, કે તલવાર મારી પાસે છેજ ક્યાં !

ત્યારે રાજાએ કહ્યું કે લાવો લાશ આપણે જોઇએ કે શેનો

સા છે ! વાણીઆ દોડી ગયા અને જોયા વગર પલંગનો પલંગ ઉપાડી લાવ્યા. ઉપરથી પીછોડી ખેંચી લીધી સુદ્દદું તો કોઇ દાઢીવાળા ફકીરનું નીકળ્યું. રાજાએ અચંબો પામીને હીરાચંદ શેઠને પુછયું કે આજ તમારો જમાઇ કે ! તે જોઈ બધા વિચારમાં પડયા કોઈ મશ્કરીમાં કહે કે હા, કોઈ કહે ના ! એવું કેટલીકવાર ધીંગાણું ચાલ્યું કચેરીમાં સર્વે જણ જોઈ રહ્યા તેમાંથી એક જણ બોલી ઉઠયો, કે આ તો ગામ બહાર ગાંડો ફકીર તુરખાં હતો તેની લાશ જણાય છે. તે સાંભળી વાણીઆઓ એક બીજાના મ્હોં જોવા લાગ્યા, અને તેમના જડબાંજ બંધ થઈ ગયાં.

રાજા–શેઠ ! આજ આપનો જમાઈ કે ?

વાણીયા તો ફીકા ચોંણુ જેવા થઇ ગયા. જુદા પડયા અને લાખ ટકાની સાખ ગુમાવી, તેથી આકુળીત થઇ એક પણ જવાબ આપી શકતા નથી.

રાજા—કુલિનસિંહ ! આ. શું છે તેનો ભેદ તું ખોલ.

કુલિનસિંહ—હું નીચે ઓસરીમાં સુતો હતો તે શું જાણું ? એ વાતની ખબર શેઠાણી ચંચળમતિ જાણે.

રાજાએ કહ્યું કે ખરી વાત–બોલાવો શેઠાણીને ! પછી શેઠાણીને તેડાવી પુછયું કે બોલ આમાં શું ભેદ છે ? આ ફકીર તારી સોડમાં શી રીતે આવીને સુતો અને તેને કોણે માર્યો તારો પતિ પ્રથમ તારી સેજમાં સુતો હતો તેનું શું થયું !

શેઠાણી ચંચળમતીએ તેના યારને મારેલો જાણીને તેનું કાળજું કોરાઇ ગયું અને ભર કચેરીમાં તેની આવી ફજેતિ થઈ તેથી આત્મઘાતક થઇને નીચું જોઇને ઉભી.

 

ત્યારે રાજાએ પાછું કુલિનસિંહને પુછ્યું કે, હવે તારા સિવાય આ બધા ભેદનો પડદો કોઇ ખોલી શકે તેમ નથી, માટે તુજ બોલી દે–કે એ થયું કેમ ?

હવે કુલિનસિંહે સર્વેના સાંભળતાં કહ્યું કે કાલે સાંજના આ હીરાચંદશા શેઠ બડી ધામધુમથી તમારા શહેરમાં લાવ્યા. અને તેની મેડીમાં ઉતાર્યા, અમારી પરોણાગત કરવામાં એણે કશી બાકી રાખી નથી સર્વેના સુવા પછી મધ્ય રાત્રિને સુમારે આ લેખ્ખી શેઠાણી ચંચળમતિ કછોટ મારી કમ્મર કશીને ઢાલ તરવાર સાથે મારા બિછાના આગળ થઇને મહેલ બહાર નિસર્યા, જેથી તેને પગલે ચાલ્યો ચાલતા ગામ બહાર એક ફકિરને તકિયે આવી શેઠાણીએ ધ્રુકા ઠોકયા, ત્યારે ફકીરે આવડી મોડી આવવવાનું કારણ પુછ્યું તેને શેઠાણી ચંચળમતીએ પોતાના ખાવિંદ આવ્યાના સમાચાર કહ્યા, જેથી તેણે અદેખાઇથી તેનું માથું કાપી મંગાવ્યું. તે લેવાને શેઠાણી ત્યાથી ચાલ્યા હું પાછળથી ફકીરનો ધડો લાડવો કરીને શેર, શેઠાણીની અગાડી જઇ પહોંચ્યો શેઠની જગાએ આ ફકીરને સુવાડયો એટલે શેઠાણી આવી તલવારના ઝાટકા સાથે માથું કાપી પાછાં ચાલ્યાં પણ ફકીર મળ્યા નહી તેથી નીરાશ થઇ પાછાં ઘેર આવીને આ ફીતુર ઉઠાવ્યું ને બાકીનું તમને રોશન છે.

રાજા—કુલનેસિંહ ધન્ય છે, તેને અને તારી હિમ્મતને તું સાચેસાચું બોલ્યો, પણ તારો શેઠ જીવતો છે તો આ મંડળીમાં તે કેમ દિસતો નથી ! તેને તેં કયાં અને કેમ છુપાવ્યો !

કુલિનસિંહ—આ બધી બદમાસી અને બદનામીના ગંધથી મેં તેને બચાવી રાખેલ છે. તમારે ખાત્રી કરવી હોય તો ફલાણો

અપાશરો છે તેમાં તે બેઠા છે ત્યાંથી કોઇ દરબારીને મોકલી તેડી અંગાવો. રાજાએ તરતજ તેને તેડવાને સારૂં ચોપદાર મોકલ્યો. પછી કહ્યું કુલિનસિંહ તેં તેને સંતાડી મેલવાનું કારણ કેમ કહ્યું નહિ.

કુલિનસિંહ—રાજા ચતુરસાગર! હવે એટલેથી આટોપો વધારે સાંભળવામાં માલ નથી. પણ રાજાને આગ્રહને લીધે તે બોલ્યો કે પુછાવો તો તેનું કારણ તમે કેવો ન્યાય કરો છો કે મારો શેઠ જીવતાં છતાં વાણીયાના કહેવા ઉપરથી મને ફાંસી દયો છો કે શું તે જોવાની મને ઇચ્છા થઇ, તેથી મેં મારા શેઠને છુપાવી રાખ્યો,

પછી રાજાએ આ લેરખી શેઠાણી ચંચળમતિના નાક કાન કાપીને ગામ બહાર કાઢી મેલી. તેના બાપ સગાવ્હાલાં અને વાણીયાની ન્યાત જે ત્યાં આવી હતી તેમને તેમની બેટીયો બહુ મોટી કર્યાથી તેમને યારના સંગની કેવી વ્યાધી થાય છે, તથા તેનાથી કેટલાં માઠાં પરિણામ નીપજે છે તે સુચવીને તેને કાઢી મેલ્યાં, કુલિનસિંહની ચતુરાઈ તથા બહાદુરી જોઇને રાજાએ તેને પોતાના પાસે રાખ્યો ને પછીથી પોતાની કુંવરી પ્રિયસુંદરી પણ પરણાવી તેના શેઠ નીમચંદશાહને પણ ગામની બીજી કન્યા ઉદયમતિ પરણાવી તેને દાસ દાસી ઘોડા વિગેરે આપીને વિદાય કર્યા.

## વારતા બીજી.

### પિતા પુત્ર બંને સાથે વ્યભિચાર કરનાર શેઠાણી કુમતિ.

કોઇ કુમતિ શેઠાણીને એક કોટવાલ સાથે દોસ્તી હતી તેથી કોટવાલ હંમેશાં જ્યારે તેનો ધણી બહાર જાય ત્યારે લાગ જોઇને તેના ઘરમાં આવતો જતો હતો, કોટવાળને એક છોકરો હતો તે ઘણો ખુબસુરત હતો તેને પણ તે સ્ત્રી સાથે દોસ્તી થઇ ત્યારે બન્ને બાપ દીકરો જુદે જુદે વખતે લાગ જોઇ આવવા લાગ્યા એક દિવસ છોકરો શેઠાણી કુમતિના ઘરમાં અવ્યો ને વાતચીત કરે છે એટલામાં કોટવાળ ત્યાં ફરતો ફરતો આવી ચડ્યો અને બારણું ઠોક્યું છોકરો બાપ આવ્યો જાણી ગભરાયો અને સ્ત્રીને સંતાડવા માટે આજીજી કરી તેને એક ઓરડીમાં ઘાલી શેઠાણીએ બારણાં ઉઘાડયાં ને કોટવાળને આદરમાન દઇ અંદર લીધો તેને પાનની બીડી ખવરાવે છે ને ગપાટા મારે છે એટલામાં તેનો ધણી આવી પહોંચ્યો ને કમાડ ખખડાવ્યાં તેવોજ કોટવાળ થરથર ધ્રુજવા લાગ્યો કે હાય ! હાય ! હવે મારી આબરૂ કોડીની થશે, શેઠાણી કુમતિએ કહ્યું ગભરાઇશ નહિં. હું કહું તેમ કર આ એક હાથમાં મોટો ધોકો લે અને આંખો લાલ કરીને ગુસ્સાભેર મહોડે બોલતો બોલતો દરવાજા આગળ જા કે બાદરબખ્ત ! જો મારા હાથમાં આવે તો માથુંજ ભાંગી નાંખું એમ કકળાટ કરી બેચાર ગાળો દેઇ કમાડ ઉઘાડી બેધડક ચાલ્યો જજે. કોટવાલે શેઠાણીના શીખવ્યા પ્રમાણે કર્યું તે જોઇ ધણી ગભરાટમાં પડયો. અને સ્ત્રીને પુછ્યું શું છે કે કોટવાલ આપણા ઘરમાંથી ગાળો દેતો દેતો બહાર નીકળ્યો ! સ્ત્રીએ તેને કહ્યું અરે !

એના છોકરાએ કાંઇ ગુન્હો કર્યો હશે તેથી તે નાશીને આપણા ઘરમાં આવ્યો છે મેં તેને આપણા પેલા ઓરડામાં સંતાડયો છે, તેની ખબર પડી હશે તેથી અહિં ખબર કાઢવા આવ્યો હતો પણ જડયો નહિ તેથી ગડબડાટ કરતો ચાલ્યો ગયો. માટે હવે ઓરડામાં એ છોકરાને સમજાવીને કહાડી મુકો તે સાંભળી તેના ધણીએ છોકરાને વિદાય કર્યો.

---

## વારતા ત્રીજી.

### રતનશી સોની તથા તેની સ્ત્રી કુલવંતી,

સૂર્યકાન્ત શહેરમાં કોઇ એક મહા ધનાઢય રતનશી નામનો સોની વસતો હતો, તેને ત્યાં સેંકડો કારીગરો કામે લાગતા હતા લોકોમાં તેની આબરૂ તથા વહેવાર સારો હતો, જેવો તે પોતાના હુન્નર અને કળામાં કુશળ હતો તેવોજ સામુદ્રિક વિદ્યામાં અચ્છી માહીતગારી મેળવી નિપુણ થયો હતો સંસારમાં ઉત્તમ પ્રકારનું સુખ મેળવવાના હેતુથી તેણે એક વિષયના અભ્યાસ પછવાડે પોતાની અડધી દોલત ખરચી નાંખી હતી, ચૌદ વર્ષની ખીલતી જુવાનીના બહારમાં તે દુનિયાના રાહઘાટમાં પડયો હતો, તેણે મેહતાબ જેવી ખુબસુરત અને પરી ચેહેરાની એક કુલિન સ્ત્રી સાથે ધામધુમથી લગ્ન કર્યાં અરસપરસ તેઓનો સ્નેહ પુછવા જેવો હતો. પણ માણસની ધારણા આગળ તેનો સીતારો તેની અહે-બાઇ કરે છે. જેમ ઇંદ્રધનુષનો પડછાયો પાણીમાં ઝાઝીવાર દેખાતો નથી, તેમ થોડા વખતમાં આ સુકોમળ પદમણી ઉપર બીજા આશકોનો મોહ થયો, તેઓ પોતાના કર્તુકમાં ફતેહ પામ્યા નહીં; પણ તેથી કરીને ગરીબ બિચારી અબળાનું મન ધીમે ધીમે

ફેરવાવ્યું સોનીએ તેની વિદ્યામાં જોરથી માશુકને વ્યભિચારણી થએલી માલમ પડી તેજ વખતે છુટા છેડા કરી બીજી સ્ત્રી પરણી લાવ્યો તે પણ તેવીજ માલમ પડવાથી તેની શોકને મળવાને તેને પણ મોકલી, એ પ્રમાણે રતનશી સોનીએ પોતાની ત્રીસ વર્ષની વયમાં ઉપરાઉપરી પંદર સ્ત્રીઓ પરણીને કાઢી મેલી! એમ કરતાં તે છેક કંટાળી ગયો ત્યારે વિચાર કરવા લાગ્યો કે મોટી કન્યાને પરણું છું એમાંજ મારી મુર્ખાઇ છે કારણકે તેઓ પીયરમાં દુરાચાર શીખી મોટી થઇને આવે છે, પછી પિશાચણીઓ બહાર વૈભવ શોધે છે, હવે કોઈ ન્હાની છોકરી સાથે લગ્ન કરવાં કે જેને દુનિયાનો પવન પણ લાગેલો ન હોય, વળી તેના ખાવા પીવા વગેરેની સર્વે પ્રવૃતિ મારે હાથે જ રાખી તેને કોઈનો સમાગમ થવા દઉ નહિ, તો જોઇએ પછી કેમ તે પતિભક્તિ ભુલી જશે. મનમાં એવી દ્દઢતા કરીને પોતાની નાતમાંથી એક સાત વર્ષની છોકરી ફુંલવંતીને તે પરણી લાવ્યો. છોકરીને લાવીને તેણે સાતમી મેડીમાં ઘાલી મેલી, દુકાનના કામકાજમાંથી ફુરસદ મેળવીને તે ઉપર જઈ સઘળો વખત આ બાળાને કેળવવામાં કહાડતો હતો એ પ્રમાણે કેટલેક કાળે તેને તરૂણપણાનાં ચિન્હ પ્રાપ્ત થવા માંડયાં તે જોઇને રતનશી સોની પણ મનમાં કહેવા લાગ્યો કે આનાથી આપણી મહેનતનું ફળ સરશે ખરૂં. એક દીવસ નવ મુગ્ધા ફુલવંતી બારીએ બેઠી બેઠી નીચે જુવે છે તેવામાં એક ગાડી તેને દરવાજે આવીને અટકી તેમાંથી ચાલીશ વર્ષની સુમારે વયની એક સ્ત્રી હસ્તી હસ્તી તેની દુકાનમાં ગઈ અને કેટલીકવાર પછી તેજ સ્ત્રી રડતી કકળતી પાછી નીકળી તે જોઇને તેણે ઉપરથી પુછ્યું, બાઇ તું હસ્તી હસ્તી આવી અને રડતી કેમ પાછી જાય

છે. એવો અવાજ સાંભળીને ઉંચે જોઈ કહે છે, બાઇ! તારે કાજે રહું છું કેમકે હું તારી નણંદ થાઉ છું. તું બિગડે નહિ માટે તારા ઉપર આટલો બધો જાપતો રાખેલો છે તે મારાથી જોઇ શકાતું નથી. એટલું બોલીને તે ચાલી ગઇ.

નણંદનાં વચનો આ મુગ્ધા કુલવંતીના હૃદયમાં બાણનાં જેવાં સુસરાં પડ્યાં તેથી તે એકદમ ગુસ્સામાં આવી જઇ બોલી અહો! આજ પર્યન્ત મને ખબર નહિ એ તો મને જાબતામાં રાખતો દેખાય છે. તો હું પણ ખરી ક્યારે કે એને એના જાબતાની ખબર પાડું.

તેવામાં તેના ધણીને આવતાં દાદરમાં પગલાં વાગતાં સાંભળીનેમુંગી થઈ છાનીમાની બેઠી કે જાણે કાંઈ વાતની તેને ખબર જ ન હોય. મોરના ઇંડાને ચિતરવું પડતું નથી. તે પ્રમાણે સોનીને અંદર આવતો જોઇ બોલી, સ્વામીનાથ! તમે કહો, ના પણ આજ તમારૂં મોં ઉતરી ગયેલું દેખાય છે, એવું તમારા ઉપર શું દુઃખ આવી પડ્યું છે જે દુઃખથી તમે આવા દિલગીર થયા છો. કેમ કોઇ આશામી માલ લઇ ન્હાસી ગયો છે કે, કોઈ એ તમારી મજુરી દબાવી?

સોની—ના પ્યારી! એમાંનું કાંઇ નથી.

સોનારણ—ત્યારે છે શું? તમે માનો, ના માનો, પણ કોઈની સાથે તમારે કંકાસ થએલો જણાય છે.

સોની—ખરી વાત? (આંખમાં અણઅણીઆં ભરાઇ આવે છે. પણ તેનાથી બોલાતું નથી.)

સોનારણ—એવી શું વાત છે, કે તમે બોલતા નથી અને રડો છો; તમને કોણ દુભવનાર એવું કહીને આવ્યું છે કે [illegible]

તમારા જેવા કઠોર સોનીને ગાળી પાણી પાણી જેવા કરી નાંખ્યા
સોની કહે મારે એકની એક આની જણી બેહેન કસ્તુર છે, તેણે
મ્હોટપણે આજે એકનો એક છોકરોં કપુરચંદ પરણાવવા માંડયો છે
તે આજે નોંતરૂં દેવા આવી હતી.

સોનારણ—અહો એતો બહુ સારૂં, ચાલો આપણે પણ મહાલ-
વાનું મળશે! પણ બોલો પછી શું થયું!

સોની—તેણે બધાને નોતરૂં દીધું, ત્યારે મેં કહ્યું કે હું એકલો
આવીશ ને વહુનું ખાવાનું ઘરમાં લાવીને ખવડાવીશ તેથી મારી
જોડે લડી તે રીસાઇ ગઇ, હવે મારૂં મોશાળુ સરખુ રાખનાર નથી.

સોનારણ—મને તમારી આજ્ઞા હોય તો હમણાં હું મારી નણંદ
કસ્તુરબાઇને મનાવી આવું એ પાગરણ માંડીને બેઠાં છે, ત્યાં
આપણે પણ જઇશું, એમાં શું મ્હોટી પંચાત. પોતાને ઘેરથી
૫–૬૦ હજારના દાગીના લીધા અને તેને ઘેર આવ્યો ચનીએ તે
તથા બીજા પોતાના ઘરમાં દશેક હજારના દાગીના ઉમેરી એક મોટા
પોટલામાં બાંધી સોની રતનશીને ઘેર આવી કહેવા લાગી કે ભાઈ
મારા છોકરાના ઘડીયાં લગન લેવાય છે વહુને કાલે દાગીના ચડા-
વવાના છે માટે મારે ઘેર બેસીને દાગીના જલદીથી તૈયાર કરી
આપ મજુરી મનમાની લેજે એટલું બોલી એક ૫૦૦ રૂપીયાની
થેલી તેના તરફ ફેંકીને કહ્યું કે લે આ તારી મજુરી માટે અગાઉથી
આપું છું અને બાકીની તને લગન કેડે ચુકાવી આપીશ. આજનો
દહાડો તારી દુકાન બંધ રાખ; અને મારે ઘેર તુંને તારા કારીગર
અત્યારે આવો, જો આવવું હોય તો ઝટ લેય તારો સામાન
ઉપડાવ, મારે ઘડીએ ઘુંટ ભરાય છે. હું તો આ ચાલી

( એટલું કહીને ચાલવા માંડે છે. )

સોની રતનશાનું મન પેલી કોથળી જોઇને લલચાઇ ગયું. પણ જાય તો ઘરમાં પોતાની બૈરીને ખવરાવે કોણ ! તેથી ચનીને સમજાવી કહે છે. તમે આમ ગાલરા ના બનો જરા મારી વાત સાંભળો તાંબાની તોલડી તેર વાના માગે માટે હું શું શું લાવું ને શું શું ના લાવું ? વળી તમારે ત્યાં સામાન લાવતાં કરતા અને ગોઠવી કામ હારમાં પાડતાં બપોર તો સહેજમાં થઇ જાય તેમાં કાંઇ ભુલ્યા તો અહીં સુધીનો ધર્મ ધકો ! એટલે ઉલટું મોડું વધારે થશે, તમે કામ ઉતાવળનું બતાવો છો માટે તમે મારૂં કહ્યું માનો તો અહીં તમને કોઇ પાંતીની અડચણ નડશે નહીં અને જે જોઇએ તે સઘળું અહિં હાજર છે, આટલા વર્ષ સુધી પરમેશ્વરે આપણી દાનત સાફ રાખી છે થોડા સારૂ તમારામાંથી ચોરીને હું પોતાને ડાગ લગાડનાર નથી માટે જો તમારે મારો વિશ્વાસ હોય તો સોનું અહીંઆ લેઇ આવો અને તમારા એક બે માણસને મારી પાસે બેસાડો, નહીં તો આ પડયા તમારા રૂપીઆ પાછા લેઇ જાઓ.

ચની–( મો ચડાવીને ) ઓહો કાલે છોકરે કાકા કહ્યું ને બાપ ક્યહીં નાગા થયા ? જુઓ ભાઇનું કામ પડયું ત્યારે ભરાઇ છાપરે ચઢી બેઠા ગામમાં સોનીની ધાડ પડી સમજે છે કેમ અબ્બા ? મન માનતી મજુરી આપતાં જુઓ કેવા ગાંડ-ગુમચ્યા કરે છેના ! દામ ખરચતાંએ કામ કરનારા મળનારા નથી એમજ તારા મનમાં સમજતો હશે કે કેમ ! તુંજ દાગીના નહીં ઘડી આપે તો મારો છોકરો કુંવારો રહેવાનો ધારે છે નહી ? એટલું કહી થેલી ઉપાડી ચાલવા માંડે છે.

સોનીના લોભે લક્ષણ ગયાં, તેથી તેણે સાદ મારીને અધવચથી અટકાવીને કહ્યું કે મે તમને શું ખોટું કહ્યું કે મારા ઉપર આટલી રીસ કાઢી તમે મારા ગરીબનું કહ્યું માનો બહાર તમારૂ કામ થવાનું નથી અને તમે નકામા રખડી પાછા આવશો ને તમારૂ કામ ચુકશો મારે ઉંબરેથી કોઇ પાછું ફર્યું નથી, ને તમે પાછા જાઓ એમને દુરસ્ત લાગતું નથી તમારે ઘેર આવવાને મારે કાંઇ અડચણ નથી પણ ત્યાં આવવામાં મને પાલવતું નથી. મારી દુકાને પચાસ કારીગર બેસે છે, તેમને એકેકને એક દાગીનો સોંપીશ તો સાંજસોરા તમારા પચાસ દાગીના તૈયાર થશે, (એ પ્રમાણે સમજાવ્યાથી ચની સોનુ આણી આપવાને કબુલ થઇ.)

ચનીએ ઘેર આવી પટાવત ફકડખાંને સર્વે વૃત્તાંત કહી સંભળાવ્યું, પછી તેને બઇરીનાં લુગડાં પહેરાવી સોનીની દુકાને સાથે તેડી ગઈ, ત્યાં સોનારૂપાની લગડીઓ સોનીને જોખીને સોંપી અને પોતે પાસે બેઠી.

ત્યાં સોનીએ પુછ્યું. આ બાઇ બહુ શરમાળ લાગે છે અને કોઇ બહારગામથી આવેલા દેખાય છે. એ તમારા શું સગાં થાય છે? જુવોને કેવી લાજ કહાડી ગુપચુપ બેઠાં છે કે જાણે એના મ્હોંમાં દાંત નથી!

ચની—જયપુરથી મારી માસીના દીકરાની વહુ આવી છે. હું કહી કહીને થાકી પણ ઘરમાંએ એ તો આમનું આમ કરે છે હમણાં થોડી થોડી લાજ મેલાવી છે. ખાવા બેસે ત્યારે તમે જોયું હોય તો પોપટના જેટલું પણ શરમની મારી ખાતી નથી.

સોની—ત્યારે એમના મુલકમાં લાજ કહાડવાનો બહુજ ચાલ હશે.

ચની--ના પુછો વાત! પગની પાની સરખી તો દેખાયજ કેવી? કોઈ મરદ તો શું પણ ઘરમાં સાસુ વગેરે કોઇ મારા જેવાં ડોબાં હોય તોપણ ભાગ્યેજ વહુના મ્હોં જોવા પામે.

સોની--અા, એમ છે? એ તો આજજ આપણે નવાઇની વાત સાંભળી અમને અહીંઆ ઉઘાડા બેઠા બેઠા આટલો પરસેવો છુટે છે તો એતો બિચારી ક્યારની ગભરાઇ ગઈ હશે ને તાપથી મુંઝાઈ મરતી હશે, માટે મેડી ઉપર વહુ એકલી બેઠી છે તેની પાસે બેસાડી આવો ત્યાં સરખે સરખાં બેઠા બેઠા વાતો કરશે, હવે અમારે ભઠ્ઠી ચલાવવી છે. તેથી તમે વહેલાં પાછા આવો.

ચની--(મનમાં તો ગમતું પણ મ્હોડેથી માન કરે છે.) ના, ના ભાઇ એ એવી તો શરમાળ છે કોઈ અજાણ્યા સાથે તો બોલેજ શાની? એને તો અહીંજ ઠીક છે.

સોની--હજી તો ભઠ્ઠી સળગાવી નથી છતાં આવા આકળા-ઇએ છીએ તો સળગાવ્યા પછી ઉભું રહેવું મુશ્કેલ પડશે માટે તમે એને ઉપર મેલી આવો.

ચની--સોનીનો બહુ આગ્રહ જોઇને પટાવત દફડખાંને લઈ મેડી ઉપર ગઈ અને સોનારણને સોંપી પાછી નિચે આવી. બપોરનો જમવાનો વખત થયો ત્યારે રતનશીએ ચનીને કહ્યું જે આજે તમે અમારે ઘેર જમજો ને સાંજના આ દાગીના તઇયાર થાય તે લેઇને ઘેર જજો. એટલે તો કાંઇ ફીકર નથી તે વાત ઘણા મહેનત કરતાં તેણે કબુલ કરાવી. પછી ચનીને ચણે જમ્યા જેટલું પીરસી ઉપર મેકલી. રાતના સર્વે દાગીના તૈયાર થયા, તે લેઇને ચની પટાવત દફડખાં સાથે ઘેર ગઈ.

સર્વે ગયા પછી દુકાન વસાવીને રતનશી સોની મેડી ઉપર

સુવાને ચાલ્યો. તેના પગલાં સાંભળીને તેની વહુ કુંલવંતીએ શરીર ધુણાવવા માંડયું. તે જોતાંજ સોની હબકી ગયો. અને ગભરાવા લાગ્યો ત્યારે કેટલીક વારે લાગ જોઇને તે બોલી–હવે હું મેલનાર નથી બેઉના ભોગ લઇશ પેલી રાંડ આવી હતી તેણે મને આઠ પહોરની રક્ષા (કાર) કીધી છે. તે વીતી કે જીવ લઇશ; એમ બોલતામાં તે ધબ દઇને પડી અને મુંડદા જેવી સ્તબ્ધ થઇ હાથ પસારી લાંબી થઇ પડી. તેણે આંખો મીંચી દીધી, શ્વાસ બંધ કરી નાખ્યો; વાળ વીખેરાઇ ગયા, તે મ્હોડેથી હેડકી ખાવા લાગી. તે જોઇ સોનીના હોશને કોશ ઉડી ગયા.

સોનીની પાસે એક સજીવન બુટી હતી. તે લાવીને જઇ તેણે સ્ત્રીની આંખમાં આંજી તો પણ કંઇ અસર નાહં થયેલી જોઇ નિરાશ થઇને અંતે એ મારી બાયડીરે એવી મોટી પોક મુકી રડવા બેઠો ત્યારે જાણે પાછો જીવ આવ્યો એવી રીતે પડખું બદલ્યું પછી ધીરેધીરે આંખો ઉઘાડી હાથ પગ હલાવ્યા, ત્યાર-બાદ કેટલીક વારે ઝીણે સાદે પાણી માંગ્યું. તે સાંભળી સોનીએ બહુ ખુશી થઇને ઝટ પાણી પાયુ પછી બાયડીને ત્યાંથી ઉપાડી તેણે બીછાનામાં સુવાડી ઘરમાંનાં ગરમાગરમ ઓસડ પાયાં જ્યારે રાત વીતી ગઈ અને પરોઢનો વખત થયો તે વેળાએ તે બોલી કે વાંસો બહુ ફાટે છે. ને મને કાંઇચેન પડતું નથી ત્યારે સો-નીએ પુછયું તને શું થયું છે–અને આવી નિર્બળ કેમ દેખાય છે સોનારણ બોલી ઇશ્વર જાણે આજે બપોરના અમે ત્રણ જણ જમી ઉઠયા પછી વાતો કરવા સાથે બેઠાં હતાં તેવામાં એકાએક મારી છાતી ઉપર કોઈ આવીને બેઠું પણ તે વખતે પેલી ચની-

બાઇ જો હાજર ન હોત તો મને કયારનાએ તમે બાળી આવ્ય હોત ? તેણે તરતજ પાણી મંતરીને મને ચોકમાં લઈ નવાડી એટલે હોશીયાર થઈ. તે કહેતી. હતી, એતો આડાનું છે તેન લગ્ન થયાં પછી હું બંદોબસ્ત કરી આપીશ કદાચ વચમા પાછ આવે તો મને ચેતવજો. માટે તમે હમણાં ને હમણાં જઈ ચની બાઇને તેડી લઈ આવો નહિતો કદાચ તે હવે પછી મને જીવતી છોડનાર નથી તે મારો જીવ લઇને જશે ? એમ કહી રડી અને તેના ધણીની કોટે બાઝી પડી.

પછી સાની તેની આસના વાસના કરીને તેનો ડચુરો ઉ તરી ગયા પછી ચનીને ઘેર જવા તઇયાર થયો પણ તેની સ્ત્રી ત્યાંથી તેને ખસવા દેતી નથી–તમે જાઓ એટલામાં વળગણ આવે તો હું એકલી મરી જઇશ ! તેથી રાતે તો જેમ તેમ ગઇ એ ઘડી દીવસ ચઢ્યો ત્યારે સોની ચનીને ઘેર ગયો તેને ત્યાં એવો ઢોંગ મચાવ્યો છે કે આંગણે ઢોલ શરણાઈ વિગેરે ગડગડી રહ્યાં છે બઇરાંઓ નવાં નવાં વસ્ત્રભૂષણ સજીને પરશાળમાં બેઠાં બેઠાં ગાણા ગાઇ રહ્યાં છે. પાછળ ઓસરીમાં ઘીના દીવા બળી રહ્યાં છે ધુપ પણ સળગી રહ્યો છે. એક માટલામાં પટાવત કુકડખાંને ઘાલી ઉપર ઢાંકણું દઇ તેને ગજીયાણીતી મઢી એક કોરે સુકેલું છે તેની પાસે ચની બ્રાહ્મણો પાસે પુજા કરાવે છે. ત્યાં સોની આવી બોલ્યો–ચની ! ચની ! તમે જરા મારે ઘેર આવી જાઓ, સોનારણ પુલવંતી મરવા પડી છે તમારા આવ્યા વગર તે ઉઠે તેમ નથી તેથી ગમે તેમ કરીને જરા તમે આવી જાઓ તો ઠીક.

ચની—એર મારા પીટયા ! તું જોતો નથી હું પુજા કરૂં છું તે હમણાં તે આવાય ? અર્થી પોતાનો દોશ વિચારે નહિ, જા

હું કાલ આવીશ આજે મારે ઘેર બધા નાતીલા આવે છે. અને હું બહાર રઝળવા જાઊં એ કાંઈ સારૂં દેખાય? ગામમાંથી કોઇ ગુણીને લઇ જા તારી નહુને આડાનું છે તે ઘણું કપરૂં છે. ઝટ કાંઇ આખડી લે કે બચશે.

સોનીએ તેને બહુ કાલાવાલા કર્યા અને ત્યાં બેઠેલાં લોકો પણ તેની વતીથી બોલ્યા ત્યારે ચનીએ કહ્યું કે તારી સાથે આવું તો ખરી, પણ આ કુળદેવીને મારાથી એક ક્ષણવાર પણ વિ-હલી મેલાય નહિ તે તું માથે ઉપાડીને તારે ઘેર લેઇ ચાલે, ને હું પાછી આવું ત્યારે પાછું લાવે તો મારાથી અવાય.

સોની—એમ છે તો એક ઘટ શું પણ કહે તો બે ઘટ ઉપાડીને આવું ને જાઉં પણ કોઇમા! તું જરા રહેમ નજર કરીને મારી સોનારણની સંભાળ કર નહિ તો તે ઘડીમાં મરી જશે ને મારૂં ઘર ભાગી જશે—મારા બાપ!

ચની—ફકત તારીજ ખાતરના માટે મારી કુળદેવીને તારે ઘેર પધરાવું છું; પણ દેવીને સંભાળજે કે વચમાં વચકો પડે નહિ મારે લગન ફેરવવાં પડશે. એમ કહી સોનીને માથે ઘટ ચડાવ્યો, અને પોતે હાથમાં દીવો તથા ધુપદાની લીધી. પછી બૈરાઓને ગીત ગાતાં ગાતાં સાથે લઇને ચની વાજતે ગાજતે સોનીને ઘેર ચાલી. ત્યાં મેડી ઉપર એક ઓરડામાં દેવીની સ્થા-પના કરી. પુજા પત્રા ચડાવી સોનારણ તો બેશુદ્ધિમાં પડેલી તેમની નજરે પડી. જ્યારે સોની બહુ કરગરીને વિનંતી કરવા લાગ્યો, ત્યારે તેને ત્યાં ઉભો રાખીને ચની માતાના ઓરડામાંથી કાંઇ લેઇ આવી ત્યાં બેસી પાણીનો એક કુંડાળો કરીને સોનીને માંય બેસાડી કહ્યું કે તું બિહતો નહી અને ગમે તે થાય તો પણ

નું આની માંહેથી ખસતો નહિ, પછી તેણીએ પાણીની આર કરીને ધુપાણું દીધું; ને બે દાણા અડદના નાંખ્યાં તેજ વેળાએ આપડી ઉઠીને બેઠી થઇ, કૃતાંત (કાળ) સરખી આંખો કાડીને તે બોલી હવે તું મારે હાથે ચડી છે, તો જોજે મારો સપાટો? આમાંથી કોઇને મેલનાર નથી સર્વને ખાઇશ? એટલું બોલીને તેના ધણીની તરફ દોડી, તે જોઇ સોની બહુ થરથરવા લાગ્યો.

સોનારણ--(ચની તરફ ફરી) ડાકણ? પાછી તું આવી છે પણ સંભાળજે હવે તને અહીંથી જવા દેનાર નથી એવામાં ચનીએ પાણીની અંજલી છાંટવાથી તે એકદમ બેસી ગઇ અને ધુણવા લાગી. ત્યારે ચની હોઠ ફફડાવી (મંત્ર ભણવાનો ઢોંગ કરી) એક બે ત્રણ ચાર એ પ્રમાણે ઉપરા ઉપર પાણીની અંજળીઓ છાંટવા માંડી

સોનારણ-(ખુમરાણ કરીને) બળી બળીરે હવે જાઉં છું પાછી કોઇ દિવસ નહિ આવું; મારો કેડો છોડ.

ચની--જાય છે કયાં (રાંડ તું કોણ છે, અને અહીં કેમ આવી છે? અને આ બીચારી ગરીબડી સોનારણને સંતાપે છે એણે તારૂં શું બગાડયું છે? તે ઝટ દઇને કહી દે.

સોનારણ—હું રતનશી સોનીની સાસુ થાઉં છું. મારી દીકરી સાથે એણે લગ્ન કરી તેને બહુ દુઃખ દેઇ ખોટાં ખેટાં આળ ચડાવી કહાડી મેલી હતી જેથી તેણે દુઃખમાં ને દુઃખમાં પોતાની દેહ પાડી છે, માટે હવે તેનું હુ વેર લેવાને આવી છું, તે એની બઇરીનો જીવ લેઇશ ત્યારે જઇશ. તે સાંભળી સોની તો કિંક્મુઢ સરખો ઉભો રહ્યો.

અની--સોનીને તો વહુઓ બહુએ થઈ છે, તેમાંથી તું કંઇ વારની, ને કોની મા થાય છે !

સોનારણ--ચોથી વારની ઝવેર મારી દીકરી થાય ને મારૂં નામ વાલુ છે તેને એ પટયાએ બહુ સંતાપી છે. ( પછીથી અનીએ પાછો તેના ઉપર પાછો અંજળીનો વરસાદ વરસાવ્યો. )

સોનારણ—શું કરૂં હમણાં પ્રથમ તારોજ કોળાયો કરી નાખું પણ મારે માથે સમર્થ દેવી ગર્જે છે તેથી મારો ઉપાય નથી. પણ માટલું ૭-૮ દિવસ સુધી એને ઘેર પાછું જશે કે હું આવીને પાછી વળગીશ એટલું બોલતાં બોલતાં તે મોટા ધમકાની સાથે જમીન ઉપર પડી ગઈ.

અની—સબુર ! સબુર ! તે તો ગઇ પછી કેટલીક વારે સોનારણ સાવધ થઇ કે તેને નવડાવી ધોવડાવીને દેવીના ઓરડામાં લેઇને પુજા કરાવી અને તેને હાથે નાડું બાંધ્યું.

રતનશી—અની કઇ ! તમારૂં માટલું આઠ દિવસ મારે ઘેર રાખી જાઓ.

અની—મુર્ખાં મારી ગોત્ર દેવી, તે મારે ગેર લગ્ન માટે હવે ઝટ ઉઠાવ ને ચાલ મારે ઘેર ત્યારે તો બહુ તાણમતાણ થઈ પછીથી તે સોનીને કહેવા લાગી કે સાંભળ ! તે સાચવવુ બહુ કઠણ કામ છે. એક મહીના સુધી નજરે તો શું, પણ સ્ત્રીને પુરૂષનો ઓળો ના પડવો જોઇએ. કેમ તારાથી બનશે નહિં તો કામ વિફરી જશે.

સોની—આ જહાનથી જાય તેના કરતા એક માસનો વિયોગ તો કાલ વહી જશે. એવું ધારીને અનીનું કહેવું સર્વેએ માન્યુ, પછી સોનારણે પુછ્યું, ત્યારે તેણે પ્રથમ તો આનાકાની કીધી,

પણ તેના ધણીના આગ્રહથી કબુલ થઈ.

પછી ચનીએ સોનીને કહ્યું એક માસ સુધી દેવીને નૈવેદ અને તારી બૈરીને ખાવા સારૂ જે કાંઈ જોઈએ તે સઘળું સિ-ડીએ કરીને ઉપર પહોંચાડવું, આ દેવીનો પરતો પ્રત્યક્ષ છે; માટે કાંઇ વચકો પડે નહિ તે સાચવવું મુશ્કેલ છે. સુલટુ કરતાં ઉ-લટું નહિ થાય માટે સાવધ રહેજે, પછી તેણે સામગ્રીની ટીપ ઉતરાવીને કહ્યું કે આ પ્રમાણે નિત્ય આઠ વાગતાની અંદર સાવ સાંજરે સિકે મેલી તારી મેળે ચાલ્યા જવું હો !

તે દીવસે ખાનપાનની સામગ્રી તરત મંગાવીને સોનીને ત્યાંથી રૂખસદ કર્યો પછી સોનારણ ફુલવંતી સાથે પેલા પટાવત દ્રકડખાંને મેળવી હવે બેઉ જણ નિશ્ચંતપણે એશઆરામ કર-વાનું કહીને સાતમા જાળની દરવાજા દાદર બારી વિગેરે બંધ કરી પોતાના હાથેજ કુંચી મારતી ચની નીચે આવી ! ત્યાં દુ-કાનમાં સોની બેઠો હતો તેને કહ્યું કે હવે તારે કોઇ વાતની ચીંતા રાખવી નહી. આ બધી ખટપટ તારીજ ખાતર કરી છે. પણ દેવી સૌ સારા વાના કરશે," એટલું કહીને ચાલતી થઈ.

સોની દરરોજ વેઠા ગણ્યા કરતો હતો. તે માસ પુરો થયો એટલે સવારના પહોરમાંજ ઉઠીને ચનીને ઘેર ગયો.

હજી ચની—આજેજ મહીનો પુરો થાય છે એટલામાં કેમ આવ્યો પણ ઠીક થયું દેવીએજ તને મોકલ્યો, તે ફેરો ટાળ્યો, કાલે દેવીના વધામણાં કરવાં પડશે, ત્યાં પાંચશે, ગોરાણી કેરા વાલણુ સ્ત્રીઓ અને બસેં બટુક ( કુંવારા છોકરા ) જમાડજે તેમને એકેકું લુગડું અને દક્ષણા તારી સંપત પ્રમાણે આપજે, રાતના હું આ-વીને દેવીને વીદાય કરાવી પધરાવી લાવીશ.

બીજે દિવસે સાંજરે ચની સોનીને ઘેર આવી. સોનારણ કુલવંતીની પાસે ગઇ. ત્યાં પટાવત ફકડખાંને અગાઉના માટલામાં બેસાડી તેનું મ્હોં બંધ કરીને તેના ઉપર ફુલના હાર કંકુ આદીથી છાંટીને સોનીને બોલાવ્યો. ઉપાડ મારી દેવીને લેઇ ચાલ મારે ઘેર.

સોનીને માથે માટલું ચડાવીને દુતી તેને ઘેર ચાલી. રાત ઘણી અંધારી તેથી માર્ગમાં કોઇ સામું આવતું દેખાતું નથી ને તેઓ એક સાંકડી ગલીમાં થઇ ને ચાલ્યા જાય છે, તેવામાં એક સાંઢડો સામે આવ્યો. તેનો સોનીને ધકકો લાગવાથી માથા ઉપરનો ઘડ સાંઢડા ઉપર જઇ પડ્યો. ગભરાઇને જાર જેવો દોડવા જાય છે, એટલામાં પાછળથી આલાં હાં હાં કહેતામાં તે પાછો ફર્યો. માટલું જમીન પર પડતાં ફુટી ગયું ત્યારે ન્હાસી જતા બિચારો સોની પટાવત અને દુતી એ બંની ગોટમાં ફસાઇ જઈ પગ નીચે ઘુંદાઇ ગયો. પટાવત ફકડખાં ઝટ સાવધ થતો સોનીની છાતી ઉપર ચઢી બેઠો ને બોલ્યોઃ—કમબખ્ત સસુર ! દેખતા નહિ ! કયા મેરી છાતીપે ગિરાયા ? અબ તેરા જાન લુંગા.–એટલું કહી તેની છાતીપર ચીપીયા (ચાંપી) દેવા માંડ્યા !

સોની તેથી ત્રાસ પામીને કરગરી કાલાવાલા કરે છે એટલામાં પેલી રૂતી સોનીને ભાંડતી અને ગાળો દેતી આવી–હાય ! મારી ગોત્ર દેવીનું માટલું ફોડ્યું ને માંહેથી ભેરવ નીકળ્યો ! !

સોની—દુતીને—જોઇને—ચની ફઇ ! આ મારી છાતી ઉપર કોઈ બેઠું છે તેને તું ઉઠાડી દે. નહી તો મુકરર મારો જીવ જશે. જો તું મારો જીવ ઉગારીશ તો હું તારો ઉપકારી થઈશ. તેમ તેમ પેલો તેને વધારે ચીપીયા દેવા (ચુંટીયો ખણવા) લાગ્યો.

તેથી સોનીએ કોલાહલ કરી મુકયો એટલે લોક જવા થવા માંડયું. ત્યારે દુતી તેને ગાળો દેતી બંધ કરી પેલાને ઉઠી જવા અણુસારો કર્યો કે તે ત્યાંથી પલાયન કરી જતો રહ્યો જ્યારે છાતી ઉપરથી ભાર ઓછો થયો ત્યારે તે ધીમેધીમે શ્વાસ લેવા લાગ્યો પછી દુતીનો હાથ ઝાલીને ઉઠી ઉભો થઇ પોતાને ઘેર ગયો ! ! !

## વારતા ૪ થી.

### નનુભદ્દ તથા તેની સ્રી ગુણ સુંદરી.

કંતલપુર નગરમાં એક પ્રેમભદ્દ કરીને બ્રાહ્મણ રહેતો હતો તે ઘણોજ પવિત્ર હતો, તે રોજ પાઠ, પુજા, સંધ્યા, તર્પણ એ સિવાય બીજામાં ધ્યાન આપતો નહિ. પોતે ભિક્ષા માંગી લાવી ગુજરાન ચલાવતો અને સંતોષ માનતો ને તેની સ્રી કેસર પણ તેવીજ પવિત્ર હતી. તેને એક નનુભદ્દ નામનો પુત્ર હતો, નનુભદ્દ જ્યારે બાર વરસનો થયો ત્યારે પ્રેમભદ્દ કે જે તેનો પીતા કાંઇ રોગમાં આજારીથી મરણ પામ્યો, તેથી ઘરનું ખર્ચ તેને માથે આવી પડયું; તે બીલકુલ ભણ્યો નહોતો; તેથી તેણે નિર્વાહ કરવાના ઉપાય શોધવા માંડયાં. પછી તેના પાડોશીઓએ વારે વારે ટોકીને તેને ભણવાની સમજુતી આપી; તેનું લગ્ન તેના પીતાએ જન્મથીજ કરી રાખ્યું હતું. છોકરાએ પરદેશ ભણવા જવાનો નિશ્ચય કર્યો અને સગાં વિગેરેની રજા લઇ વિદેશનો રસ્તો પકડયો. કેટલેએક દીવસે તે ઉમીયાપુર નામના શહેરમાં આવી ચઢયો, ત્યાં એક પંડિત સોમેશ્વર નિશાળ ભણાવતો હતો તેની પાસે આવી પુછયું જે હું બ્રાહ્મણનો દીકરો છું આપ મને ભણાવશો ? પંડિત

તજીએ તેનું નામ ઠામ, જાત વગેરે પુછી, તો દઇવયોગે તે તેનો જમાઇ નિકળ્યો, તેઓ એક એકને ઓળખતા નથી તેનું કારણ તેમનો ઘણા વર્ષ પર સંબંધ થયેલો હતો પંડિતે જાણ્યું કે જો હું જાહેર પડાશ તો તે મારે ઘેર ભણશે નહિ, માટે એને અજાણમાં રાખવો તેથી તેણે પોતાના ઘરમાં કોઈ ને પણ વાત કહી નહિ પણ તે ઓળખાય નહિ તેની જુકિત કરી. પંડિતે કહ્યું કે તારૂં તારા ગામનું અને તારા બાપનું નામ ફેરવી આ ગામમાં રહે તો હું તને ભણાવું તે ગરજુ વિદ્યાર્થીએ કબુલ કર્યું; પછી પોતે વિદ્યા ભણાવવા માંડી પંડીત સોમેશ્વરની પુત્રી જે ગુણ-સુંદરી હતી તે પણ ભણતી હતી બંને જણા થોડી મુદતમાં ભણીને તઇયાર થયા, નાનુભટ્ટ જે પ્રથમ મુર્ખ હતા અને કાના માત્રનું ઠીકરૂં નહોતો જાણતો તે આ વખતે મોટા પંડિતોના સાથે વાદવિવાદ કરે એવો પરાક્રમી થયો અને શાસ્ત્રમાં અન્વય કરવા લાગ્યો.

ગુરૂ, રાજા કીર્તિસિંહ • પાસેં રોજ કથા વાંચવા જતો હતો. એક વખત તે ગામડે જવા તઇયાર થયો, ત્યારે તેણે વચિાર્યું કે રાજા કીર્તિસિંહને ત્યાં હું કથા વાંચવા કોને મોકલીશ? પછી તેને યાદ આવ્યું કે હવે મારો જમાઇ નનુભટ શક્તિવાન થયો છે તેને મોકલીશ. પછી તેને રાજ્યસભામાં કથા વાંચવાનું ભણાવી પોતે પરદેશ ગયો. નનુભટ બીજે દિવસે કથા વાંચવા ગયો. તેની સ્ત્રી-પંડિત સોમેશ્વરની દીકરી ગુણસુંદરી પણ કથા સાંભળવા દરબારમાં ગઇ, નનુંભટ કથા વાંચતો હતો તે વખતે તેની વિદ્વતા જોઇ પંડિતજીની પુત્રીનું ધ્યાન તેના ઉપર ઠરી રહ્યું તેથી તે બનેની દુરાવસ્થા જોઈ રાજા કીર્તિસિંહને શક આવ્યો, કે આ

બંનેને કાંઇ લાગવગ છે પણ ખરૂં જોતાં તેઓનાં મન સ્વચ્છ ગંગા-
જળ જેવા નિર્મળ હતા, કુકર્મનો તેના મનમાં ભાસ પણ નહોતો,
રાજા કીર્તિસિંહને જ્યારે એમ લાગ્યું ત્યારે તેણે પંડિત
સોમેશ્વરની પુત્રી ગુણસુંદરીને બોલાવવાનો ઇરાદો કર્યો. તે જેવી
ભણેલી હતી તેવી ખુબસુરત પણ હતી, તે દિવસે નનુભટ કથા
વાચીને ગયો, ત્યારે પેલી છોકરી ગુણસુંદરી પણ તેની સાથે
ઘેર ગઈ. બીજે દિવસે નનુભટે પાછા આવીને કથા શરૂ કરી તે
વખતે પણ તેની મૃદુ વાણી સાંભલવાને છોકરી હાજરજ હતી.
રાજા કીર્તિસિંહનું ધ્યાન કથા ઉપર બિલકુલ નહીં હતું, પણ
કર્મ-કથા ઉપર લાગેલું હતું, જ્યાં કથા વંચાઇ રહ્યા બાદ પં-
ડિત પુત્રી ગુણસુંદરી મહારાજની વાંસેજ જવા લાગી, ત્યારે
રાજા કીર્તિસીંહને કામદેવ સંતાપ્યો તેણે પોતાની ખાનગી દા-
સીને ચેતાવી કે તેને રાત્રે અહીંજ આવવાની સુચના કરે, દાસીએ
પંડિત સોમેશ્વરની પુત્રી ગુણસુંદરીને જણાવ્યું. ત્યારે તેના મનમાં
તરેહ તરેહવાર તર્ક ઉત્પન્ન થયા. અને ઘણો શોક કરવા લાગી
તેણે ધાર્યું કે રાજા કીર્તીસિંહની દાનત બગડી જણાય છે. તેમ
જો હું જઇશ નહિ તો ગુસ્સે થશે. અને રાજા છે તે ચાહે તેમ કરશે
શું કરવું તે તેને સુઝે નહીં ત્યારે તે પોતાની એક ચતુર પ્રિયકર
સખી ચંચળમતિ હતી તેને ઘેર ગઇ. અને તેને અથથી તે ઇતિ
સુધી માંડીને સઘળી વાતથી વાકેફ કરી. સખી ચંચળમતિએ
તેને હિમ્મત આપી અને બોલી બેહેન ! જરા પણ હરખડીશ
નહીં; તે પીટયો શું કરનાર છે ? હું તને એક નીશાનીવાળી દવા
આપું છું, તે તું પાનમાં ઘાલી ખવરાવજે કે. તે પછી લહુજ બની
જશે અને તેને કોઈ પણ વાતનું ભાન રહેશે નાહ. તે સાંભળી પંડિત

પુત્રી ગુણસુંદરી પ્રસન્ન થઇ અને સખી ચંચળમતિએ દવા આપી તે લેઇ ઘર આગળ આવી. તે દિવસે સાંજરે પંડિતજી સોમેશ્વર પણ ઘર આગળ આવ્યા, જમ્યાબાદ સંધ્યાકાળે છોકરાએ વિચાર્યું જે મારા બાપને કહું એમાં પણ માલ નથી પણ હું રાજા કીર્તિસિંહને ત્યાં જાઉં, ત્યાં નિર્દોષ થઇ પાછી આવું તેના સાક્ષી કોણુ? માટે કોઇને સાક્ષી તરીકે સાથે લઇ જાઉં તો ઠીક. એવો વિચાર કરી પોતાના પિતા સોમેશ્વરને કહેવા લાગી. પિતાજી મારે અત્યારે મહાલક્ષ્મીની પુજા કરવા જવું છે. માટે કાંઇ વિદ્યાર્થીને મારી સાથે મોકલો, તેનો બાપ ઘણો સમજુ ને અક્કલવંત હતો, તેણે વિચાર્યું જે છોકરી ઉમ્મર લાયક થઇ છે, માટે તેની જોડે કોઇ વિદ્યાર્થી મોકલું તે ઠીક નહી પણ આપણા જમાઇ નનુભટને મોકલું. એટલે કાંઇ દોશ નહી. એવા વિચારથી તેણે નનુભટને તેની સાથે જવા હુકમ કર્યો. નનુભટ તેની સાથે ગયો. પણ જે રસ્તે મંદિર હતું તે રસ્તો મુકી તે બીજે રસ્તે ચાલી, નનુભટના મનમાં અનેક તરંગ આવવા લાગ્યા કે મંદિર તો પેલી તરફ રહ્યું તે આ આમ કયાં જાય છે? પણ કદાચ બીજે કામ હશે ત્યાં થઇને જવાની હશે. એમ વિચાર કરે છે એટલામાં છોડીએ રાજ્ય મહેલનો રસ્તો બતાવ્યો. ત્યારે તો તેને ખબર પડી કે સ્ત્રી ચરિત્ર કેવાં છે? મહાલક્ષ્મીનું નામ દઈ રાજ્યમહેલમાં જાય છે પણ ખેર આપણા ગુરૂની પુત્રી છે તેથી બોલવું નહી જે થાય તે જોયા કરવું છોકરી તેને ઉપર લઈ અને નીસરણી આગળ ઉભી રહી કહ્યું—જે તું અહિં ઉભો રહેજે, અને ઉપર શું શું થાય છે તે જોતો રહેજે. બ્રાહ્મણ પુત્રી ઉપર ગઇ, ત્યાં રાજા કીર્તિસીંહ તેની વાટજ જોતો હતો તે ઉભો થયો

અને સન્મુખ આવ્યો. છોકરીએ મિથ્યા હાવભાવ કરીને પેલું નીશાનવાળું પાનનું બીડું તેને આપ્યું તે રાજા કીર્તિસીંહ ઘણા હર્ષથી ખાઇ ગયો! અને તેનો આતુરતાથી હાથ ઝાલવા આવ્યો બાઇએ છણકાથી કહ્યું મહારાજ! આકળા શું થાઓ છો? ધીમા પડો, આખી રાત તમારી છે, એમ કરતાં કીર્તિસીંહને નીશો ચઢયો ને ધબદઇ પલંગમાં પડયો તેવીજ પંડિતની પુત્રી ગુણસુંદરી દાદર ઉપર આવી જુએ છે તો નિસરણીમાં વિદ્યાર્થી ઉંઘી ગયો છે? ગુણસુંદરીએ રાજા કીર્તિસીંહને બીડું આપ્યું તે જોયું; પણ તે પછી નનુભટને ઝોકું આવ્યું ને ઉંઘી ગયો. પેલી ગુણસુંદરી એ આવી હાક પાડી કે મહારાજ ઉંઘો છો કે શું? તેવોજ તે ઝબકીને જાગી ઉઠયો અને આસપાસ જોવા લાગ્યો નિંદ્રાગત થયા પછી સાવચેત થઇને તે કુંવરીને સાથે ઘેર આવ્યો. તેણે રસ્તામાં આવતાં વિચાર કર્યો કે આ રાંડ રાજા કીર્તિસીંહની સાથે બગડેલી છે, પણ આપણા ગુરૂની પુત્રી છે, માટે તે વાત જાહેર પાડવી નહી તોપણ બાપ પુત્રીનુંજ તાણશે ને હું ફજેત થઇશ એમ જાણી અણુ સમજતા પુરુષ માફક તે સુંગો રહ્યો.

કેટલાએક દિવસ વિત્યા પછી પંડીતે વિચાર્યું કે હવે આપણો જમાઇ નનુભટ ભણી ગણીને હુશીઆર થયો છે, માટે તેને વિદાય કરવો. પછી તેણે તેને બોલાવ્યો અને કહ્યું મહારાજ! હવે તમે હોશીઆર થયા. માટે તમારૂ ઘેર જઇ સગાંવહાલાંને ભેગા થાઓ (હજુ સુધી તેને પોતાનું સગપણ બતાવ્યું નહી) જમાઈ ગુરુ સોમેશ્વરને વંદન કરી તેમની આજ્ઞા લઇ પોતાના ગામમાં ગયો. તે ઘણે વરસે આવ્યો તેથી તેનાં સગાંવહાલાં આડોશીપાડોશી વિગેરે મળવા આવ્યાં અને ગામમાં વાત ચાલી કે

ભાઈ નતુભટનો છોકરો ભણીગણી હોંશીયાર થઈને આવેલ છે. પછી તેના પાડોશીઓ વિગેરે કહેવા લાગ્યા જે હવે તો તમારી સ્ત્રીને તેડવા જાઓ. નતુભટ કહે આવ્યા તો હમણા ને વળી સ્ત્રી શી! પછી બે ચાર મહીના કેડે બહાગજ પોતાનાં એક બે સગાં સાથે લઇ ને સાસરે પોતાની વહુને આણુ વાળવાને ગયા અને જે ગામમાં પોતે ભણવા ગયો હતો ત્યાંજ આવ્યાં ત્યારે તેને વિચાર થયો કે અલ્યા.? આ ગામમાંજ જ્યારે આપણું સાસરૂં છે ત્યારે આટલા દિવસ આથડયા પણ ફર્યાંજ નહી. જ્યારે ગાડી પંડીત સોમેશ્વર, ના ફળીયામાં આવી ત્યારે તેને વિચાર થયો કે પંડીત સોમેશ્વરને ઘેર તો મારૂં સાસરૂં નહી હોય! કેમકે આ શેરીમાં કાંઈ બીજી જાતનું રહેતું નથી. એટલામાં પંડીત સોમેશ્વરને ખબર થઇ, ને તેઓ બધાં સામા લેવા આવ્યા ત્યારે નતુભટને ખાત્રી થઇ કે એજ મારૂં સાસરૂં છે, પણ તેના મનમાં હર્ષને બદલે દીલગીરી પેદા થઇ કેમકે આ વખતે તેને પેલી રાજા કીર્તિસીંહની વાતનું ભાન આવ્યું અને જાણ્યું કે રંડા તો મહા લુચ્ચી છે, તે રંડીબાજી પાછળ ભટકીયા મારશે ને ખુણા શોધતી ફરશે. એટલામાં બંનેની અરસપરસ આંખ એકઠી થઇ તે જોઇ છોકરી નખે ભોય ખોતરવા લાગી તે વિચારે છે કે હાય! હાય! હું એનેજ સાથે લઇને રાજા કીર્તીસિંહને ઘેર ગઇ હતી, તે તે કેમ ભુલ્યા હશે! ઇશ્વરે તો ત્યાં મારો રાખ્યા પણ કદાચ મારા ઉપર વાદળું આવી પડ્યું હોત તો મારી શી વલે થાત? એમ બન્નેના મનમાં ઉલટ સુલટ વીચારો થવા લાગ્યા, પંડીતે જમાઈ નતુભટનો ઘણો સત્કાર કર્યો અને બે ચાર દિવસ રાખીને પોતાની દીકરી ગુણસુંદરીને આણું વાળી જણાવી. પોતાની સ્ત્રી

ગુણસુંદરીને વ્યભીચારના દેખાવનું ઝેર આ મહારાજની આંખમાં હતું, તે તે સ્ત્રીને કદી લઈ જાત નહીં પણ પોતાનો સસરો પરમેશ્વર ગુરુ છે એ ગુણ તેને યાદ આવ્યો અને તેજ શરમે તે લાચારીએ તે પોતાની સ્ત્રી ગુણસુંદરીને સાથે લઇ ગયો સ્ત્રી પોતાને સાસરે આવી હંમેશા પતિની આજ્ઞામાં રહી અને સવાર પડે પુજા ઇત્યાદી જે પોતાનું નીત્ય નિયમ હોય તે કરતી તે જોઈ નનુભટનું ચીત હંમેશાં ચિઢાઇ જતું, કેમકે રાજા કીર્તિસિંહની વાતથી તેના ઉપરથી તેનો ભરોસો ઉડી ગયો હતો તેણે તેના આવા ઢોંગ જોઇ મર્મમાં તેનું નામ શુદ્ધસુંદરી પાડ્યું, જ્યારે જ્યારે બોલાવવી પડે, ત્યારે તેજ નામ વાપરવા લાગ્યા ! સ્ત્રી ઘણી ચતુર હતી તેને આ મર્મકીત સમજતાં વાર લાગી નહી તેણે તરતજ ધાર્યું કે પેલી વાતથી મારા ધણીના મનમાં વહેમ પેશી ગયો છે, માટે કોઈપણ પ્રકારે મુકત કરવો જોઇએ, એ જાણે છે કે રાજા કીર્તિસિંહ જાર કરનારીને બોલાવે છે તેમ મને પણ બોલાવી હશે, ને હું પરગમનના કોડથી ગઈ હઇશ એને સમજાવતાં એ સમજશે નહી માટે કોઈ યુક્તિપ્રયુક્તિથી હવે એનો ગર્વ ઉતારી ને સમજાવવો જોઇએ.

ગુણસુંદરીએ બે ચાર દિવસ વિત્યાકેડે ચારત્ર કરી પોતાના સ્વામી નનુભટને કહ્યું જે મારા પિયરથી સંદેશો આવ્યો છે અને મારા પિતાએ મને તેડાવી છે માટે આપની રજા હોય તો જાઉં બ્રાહ્મણ તો તેને જોઈનેજ કાયર હતો અને જોઈતું હતું પણ એટલુંજ. તે બોલ્યો જે શુદ્ધસુંદરી સુખેથી જાઓ, મને કશી હરકત નથી; તમારા ધ્યાનમાં આવે તેમ કરો એમ કહ્યું કે સ્ત્રીએ ઉઠીને પોતાના બે લુગડાં જે લેવા હતા તે લીધા અને દરવાજા

બહાર નીકળી બીજે દરવાજે થઈ પાછી શહેરમાં આવી ને કોઇ વાણીયાને ઘેર જઈ પોતાનાં કડલાં ધરેણે મુકી ત્યાંથી રૂપીઆ ૫૦ ઉપાડ્યા તેણે એક ઘર ભાડે લીધું અને પોતાની હજુરમાં બે દાસીઓ રાખી; અને કોઇ બ્રાહ્મણને ઘેરથી શ્રીમદ ભાગવતનું પુસ્તક લેઇ આવી પોતે સફેદ વસ્ત્ર પહેરી ભસ્મ અને રૂદ્રાક્ષ ધારણ કરી, કોઇ અબધુત યોગીણી બની કેશપાશ છુટા મેલી રાત્રીના સમયે ઓટલા ઉપર કથા વાંચવા લાગી જેમ જેમ લોકોને ખબર પડતી ગઇ તેમ તેમ હજારો માણસ આવવા લાગ્યાં. આખા શહેરમાં વાત ચાલી કે કોઇ બાઈ અબધુત ગુણી જોગણી આવી છે, ને રાત્રે કથા કરે છે અને દિવસના ઘર બંધ કરી પડી રહે છે તેની કથા કરવાની છટા એવી તો છે કે તે સાંભળતાં વૈરાગ્ય ઉત્પન્ન થયા વિના રહે નહી એવી વાતો સાંભળી દિવસે દિવસે લોકોનો વધારો થવા લાગ્યો તે વાત તેના પતિએ પણ સાંભળી અને પોતે કથા સાંભળવાને મસે પણ ત્યાં આવ્યો અને વેગળો જઇ સાંભળવા બેઠો. જોગણી ગુણસુંદરીએ દીઠો જે મારો સ્વામી આવ્યો તો ખરો, ત્યારે તો વિદ્વતાની વધારે ચપળતા ચલાવવા લાગી, અને પુસ્તકમાંથી બીજે કયાંય નજર બહાર કાઢીજ નહીં. નતુભટ વિદ્વાન હતો, તેણે જાણ્યું કે આ કોઇ પૂર્ણ વિદ્વાન છે તે ધીરે ધીરે ખસતો ખસતો જોગણી ગુણસુંદરીની પાસે આવ્યો અને હાથ જોડી બોલ્યો, જે હું પણ આપની કૃપાથી થોડોક વિદ્વાન છું માટે જો વાત કરવાને આપ એકાંતમાં આવવા દેશો તો ઉપકાર થશે, જોગણી ગુણસુંદરી બોલી હું પરપુરૂષનો સંગ કરતી નથી તેમ તેની સાથે એકાંતમાં વાત પણ કરતી નથી, નતુભટે કરગરીને કહ્યું

કે આપ મારી થોડીક વિદ્વતા જુઓ. જોગણીએ કહ્યું ઠીક કાલે આવજો. કથા થઇ રહ્યા પછી સાકરનો પ્રસાદ વહેંચાયો અને લાગલીજ ઘરમાં જઇ કમાડ વાસી દીધા. પંડિતે તેની ચિકિત્સા જોઈ ખ્યાલ કર્યો કે નક્કી આ કોઈ મહા પ્રતાપી જોગણી છે. બીજે દિવસે પોતે બની ઠની પંડિત જોગણી ગુણસુંદરીના ઉતારા પર ગયો. કમાડ ઠોક્યા એટલે દાસીએ ઉઘાડીને અંદર લીધો પછી વંદન કરીને પોતે બેઠો. જોગણી ગુણસુંદરી વાતચીત કર્યા પછી બોલી— મહારાજ, મારે અહિંયાં રોજ એક બ્રાહ્મણને જમાડવાનો નીત્ય નિયમ છે માટે આપ પ્રસાદ લેશો કે ? બ્રાહ્મણ—બોલ્યો પ્રસાદ શું છે તે નહીં લઇએ ! અમારો તો ધર્મજ છે, ને તે આપ જાણો છો. તે સાંભળી જોગણી ગુણસુંદરીએ એક વાસણમાં ચોખા ઘાલી તેને આપ્યા. તેણે કહ્યું કે આ ચોખા છે તે તમે રાંધો એટલે હું તમને દૂધને સાકર આપું છું તે જમજો બ્રાહ્મણ કહે ઠીક. પછી પોતે ચોખા લઇને રાંધ્યા એટલે જોગણી ગુણસુંદરીએ દુધ ને સાકરની તાંસળીઓ આપી. દાસીએ માંજીને પાણીનો કળસ ભરી આપ્યો. મહારાજ ઉભા રહો પ્રથમ મારા હાથના બે કોળીઆ જમો, પછી તમારે જમવું હોય તો જમજો. મહારાજ ચમકીને બોલ્યા. કે એમ શું ગાંડું ગાંડું બોલો છો ? તમારા હાથનું તે જમાય ? તમે જોગી ને અમે બ્રાહ્મણ, માટે એમ તે બને ? જોગણી હાવભાવ કરી બોલી ત્યારે તો તમે વિદ્વાનજ નથી અને મેં તમારી પરીક્ષા જોઇ વેદમાં શું કહ્યું છે તેનો વિચાર કરો. એમાં તો સર્વ જગત સરખું ગણ્યું છે મુર્ખ હોય તે ભિન્ન ભિન્નતાનો વિચાર રાખે છે, માટે તમે વિદ્વાન છતાં ડરો છો શું ! બ્રાહ્મણ તેના આંખના અણુસારાથી અને હાવભાવના અમૃતમય વેણુથી

લોભાઇ ગયો અને તેના ઉપર આશક પડયો. તેણે બીજા કાર્યની આશાએ તેના હાથનું પણ જમવાનું કબુલ કર્યું. અને પોતાનું મો કાઢયું તેણે વિચાર કર્યો કે અહીં કોણ જોવા આવે છે? કામની લાલચે બ્રાહ્મણને ભ્રષ્ટ કર્યો, પોતે આડુંઅવળું જોઇને જોગણી ગુણસુંદરીએ બે ચાર કોળીયા ખવરાવ્યા તે ખાઇ લીધા અને પછી બાઈનો ભાત હાથે જમ્યો. જોગણી ગુણસુંદરીએ દાસીને સાન કરી નાંખી કે બ્રાહ્મણ જમી રહે એટલે દક્ષણા આપીને એકદમ કાઢી મેલજે. નનુભટ જમી રહ્યા અને લુગડાં પહેરી બેસવાનું કરે છે એટલામાં દાસી આવી. તેણે તેના જમણા હાથમાં રૂપીઓ ૧ તથા પાન સોપારી આપીને કહ્યું કે મહારાજ હવે આપને રજા છે. મહારાજે જાણ્યું કે જે બે ઘડી જોગણી સાથે મોજ માણીશું. તે વિચારથી બોલ્યા, જઇએ છીએ જરા બ્રાહ્મણ અકળાય છે તેને બેસવા દે. દાસી કહે, મહારાજ, ઘેર બેસજો. બાઇને સુવાની વખત થઈ છે, વિચાર છે કે નહી એમ કહી ધક્કો મારી વિદાયગીરી આપીને બારણાં વાસી દીધાં. મહારાજ રસ્તામાં પસ્તાવા લાગ્યા કે રાંડે છેતર્યા, વટલાયા અને કાર્ય તો કશું બન્યું નહી!

બે દીવસ વિત્યા પછી જોગણ ગુણસુંદરીએ પોતાનો ઢોંગ છોડી દીધો અને પ્રથમના જે વસ્ત્ર હતાં તે પહેરીને બીજે દરવાજે થઇ શહેરમાં પોતાને ઘેર આવી. બ્રાહ્મણે વેગળેથી પોતાની સ્ત્રીને આવતી જોઇ તેવો તે ચીડાઇને કરડાકીમાં બોલ્યો, આવો આવો ગુણસુંદરી! તો પણ કાંઇ બોલી નાહ; જાણે કે જાણતીજ નથી. બીજે દીવસે પાણી ભરવા ગઇ, ત્યાંથી આવી ઉમરા ઉપર ઘડો પછાડી બોલી—બળ્યો મારો અવતાર! અને ફુટયું મારૂ

નશીબ ? મારો તે અવતાર છે ? કોણ જાણે પુર્વે શાંયે પાપ કર્યાં કે આ પતિની સાથે પાનું પડયું છે. હું તો સુઝી બફ્ર બળી જાઉં છું ને જો ધરતી માગ આપે તો એમને એમ અંદર સમાઈ જાઉં ! તે સાંભળી ધણી ચકીત થયો કરડાકી કરી પુછવા લાગ્યો કે શુદ્ધસુંદરી શું છે ? જરાં કહો તો ખરાં. તેમ તેમ સ્રી વધારે વધારે કોપી ને બોલવા લાગી તે ગુસ્સો કરી બોલી—તમને તે લાજ હશે કે નહી ? અને વરણુમાં રહેવું છે કે નીકળી જવું છે ? હું દસ દીવસ મારા પીયરમાં જઇ આવી એટલામાં તમે શો ગજબ કર્યો ? હાય ! હાય ! આચાર વિચાર ક્યાં ગયો ? હવે આ પૃથ્વી શેના આધારે રહેવાની છે ? હું કુવા ઉપર ગઇ ત્યાં મને લોકોએ વીખી ખાધી છે અને ગામમાં હો હો થઈ રહી છે. આપણો તો બ્રાહ્મણનો અવતાર તો ઘેર ઘેર ભીક્ષા માગવા જવું પડે તે હવે તમને કોઈ ઘરમાં પગ પણ મુકવા ન દે એવું છે ? બ્રાહ્મણ ગભરાઇને બોલ્યો—શુદ્ધસુંદરી કહો તો ખરાં ધીરાં પડો—ગભરાઓ છો શું કરવા ? અમે શો ગજબ કર્યો ગુણસુંદરી કહે આથી તે ગજબ કેવો કરવો હતો ( જરા ચાંટો કહાડીને ) પેલી તરકડી જોગણ થઇ થોથાં વાંચી લોકોને સમજાવતી ફરે છે તેના હાથથી જમી આવ્યા ? તે સાંભળી મહારાજ બોલ્યા ધીરી રહે ધીરી ! ઘરમાં આવીને કહે કોઇ સાંભળશે. બાયડી કહે હજુ તો સાંભળવાનું બાકી દેખાય. છે ? ધરમ તો ન રાખ્યો તો દીસતો રહ્યો પણ જરા લોકની તો લાજ રાખવી હતી એ તે તમને ઉંઘી ક્યાંથી મતી સુઝી તે વખતે તમારૂં જ્ઞાન ક્યાં ગોથું ખાઇ ગયું ? ગામના ને નાતના લોક ફટફટ કરે છે અને નાતના પટેલોએ તો નિશ્ચય કર્યો છે કે ન્યાતબહાર મુ-

કવા માટે જો કોઇ પાસે હોત તો ઝખ મારીને સમજવું. નનુ-ભટનો નાદ ઉતરી ગયો ને તે બીચારો આભો બની ગયો અને ત્યાં આગળ તે બોલ્યો—હા હા તું કહે છે એ ખરી વાત છે પણ એવું કરવું કેમ? લે આ પચાસ રૂપીઆ અને ન્યાત પટેલને સમજાવી આવ કે આવું તેડું વેતરે નહી સ્ત્રી રૂપીઆ લઇ ચાલી ને જેને ઘેર કડલાં મુકયાં હતાં ત્યાં આવી અને રૂપીઆ આપી કડલાં લઇ ઘર તરફ પાછા વળ્યા પછી તેના ત્રણીને સમજાવ્યું કે હું ઠેઠ પટેલ પાસે જઇ આવી ને રૂપીઆ દાબી આવી તે તો એટલા નહોતા લેતા પણ મારા પીયરના સગા નીકળ્યા. તેમને શરમાવીને કહ્યું ત્યારે પત્યું. હવે ફરીથી આ-પનું નામ નહી દે. પણ મારા આગળ પાણી લ્યો કે હવે ફરીથી એવે ઠેકાણે જઇશ નહી મહારાજે કબુલ કર્યું અને સમ ખાધા કે કોઇપણ દીવસ હવે હું એવા ઠેકાણા ઉપર જઇશ નહી. ત્યારે સ્ત્રીએ નનુભટની સ્ત્રી શુદ્ધસુંદરીને બીજા ચાળા ચટકા કરવા ભુલી ગયો અને ઉલટો તેનો હંમેશનો દબાએલો રહેવા લાગ્યો. સ્ત્રીએ કેટલાક દીવસે પોતાની પવિત્રતાઇ દેખાડવાને પોતાની ગોળી જુદી રાખી, પણ બ્રાહ્મણની આજ્ઞાથી તે કામ બંધ કર્યું. કેટ-લાક દીવસ પછી તેણે પોતાના પતી આગળ પડદો ખોલી કહ્યું—સ્વામીનાથ ! જે જોગણ થઇ ધોળાં વસ્ત્ર પહેરી કથા વાંચતી હતી અને તમે મારાજ હાથનું જમી ગયા હતા ત્યાં તમારો અર્થ સર્યો તેવો પણ રાજા કીર્તિસિંહનો સર્યો હશે, જો મારો બગડવાનો વિચાર હોત તો હું તમને શું કરવા નિસર-ણીમાં રાખત ?

---

## વારતા ૫ મી.

### કોડીલાલ અને ચતુરા.

વર્ધમાન નગરમાં આણંદ કરીને એક નગરશેઠ રહેતો હતો જેને અપાર વઇભવ અને અસંખ્ય સોનામહોરો અને રત્નનો બેશુમાર ભંડાર હતો પરંતુ એને પુત્રની ખોટ હતી. દુનીયામાં સર્વ સુખ ભાગ્યેજ મળે છે કહેવત છે કે રોટી ત્યાં ચોટી નહી ચોટી ત્યાં રોટી નહી. એ પ્રમાણે આ શેઠને પણ હતું. કેટલાએક દીવસો પછી અનેક દેવ દેવીની બાધા આખડીથી તે શેઠને એક કન્યા અવતરી તે કન્યાનું સ્વરૂપ એવું તો સરસ હતું કે સાક્ષાત મુર્તિમતી રતી જ હોય, જેવી તે રૂપાળી હતી તેવીજ તે શરીરમાં પણ સઘળા અવયવોથી ભરપુર અને ખોડખાંપણ વગરની હતી શેઠ તેને પુત્રની માફક લાડથી ઉછેરવા લાગ્યા અને તે જ્યારે પરણવા લાયક ઉમરે પહોંચી ત્યારે તેના પીતાએ વઇભવમાં અને કુળમાં પોતાની બરોબર બીજા શહેરમાં એક શાહુકારને કોડીલાલ નામનો પુત્ર હતો તેની સાથે તે કન્યાને પરણાવી ને જમાઇને પોતાનો ઘર જમાઇ કરી રાખ્યો. કોડીલાલ પોતાના સસરાના ઘરમાં રહી અનેક પ્રકારના આહાર વિહારમાં મોજમજા ભોગવવા લાગ્યો તે પોતાની નવયોવના પ્રાણ વલ્લભા સાથે નવા નવા વિલાસ અને રંગભોગ ભોગવતો હતો.

એક વખતે બીજા દેશમાંથી કેટલાએક વેપારીઓ ધન કમાવા માટે બાજા દેશમાં જવાને ત્યાં આવેલા તેને જોઈ કોડીલાલને પણ ધન પ્રાપ્ત કરવાની ઇચ્છા થઇ. પોતાના સસરાની આજ્ઞા લઈ તે પણ તેઓ સાથે સમુદ્રપાર મુસાફરીએ ગયો; પતિ

પરદેશ ગયા પછી એક સમયે તરૂણાવસ્થામાં આવેલી કોડીલાલની વિલાસપાત્ર સ્ત્રી ચતુરા, માળની અગાસીમાં પોતાની પ્રિય સખીઓ સાથે ચોપાટ ખેલવા લાગી એવામાં તે ખીલતી ગુલાબી કળી સરખી ચતુરાચિત મતી જ્ઞાતયોવના મુગ્ધા વિપરીત ગતિવાત થઇ અર્થાત શુદ્ધમતી કોપાયમાન થઇ હોય તેમ દુર નાશી ગઇ અને જાણે કોઇએ એ ચપળાને છેતરી હોય તેમ તે સ્ત્રીને વિપરીત મતિ વિચાર શુન્ય-મુઢ બની ગઇ અને તે પોતાના મનમાં ઉત્પન્ન થયેલા કામાગ્નિને રોકી શકી નહી એ વખતે તેનું શરીર અત્યંત કંપવા લાગ્યું કામવિકારથી વાતનું લખલખું ભરાઈ આવ્યું હોઠ શીઃ પડી ગયા ગળે શોષ પડયો, ઉદાસીનતા સર્વાંગે વ્યાપી રહીને તુરતજ ચોપાટમાંથી ચિત્ત ચોરાઈ ગયું આવી તેની સ્થિતિ જોઇ કટિમાં પહેરેલી કટીમેખલા ઝણઝણાટ કરી તેને બોધ આપવા લાગી કે અરે ચપળા તું તારા શિયળવ્રતનો ભંગ કેમ કરે છે? નદી જેમ પોતાની મર્યાદારૂપ કિનારાનો નાશ કરતી નથી, તેમ તારે કુળની મર્યાદાનો નાશ કરવો ઉચિત નથી. આ વિચાર એક ક્ષણ મનમાં રહયો પણ તેટલામાં તો કામદેવે પુષ્પ બાણ એવા તો જોરમાં સચોટ કુમળી જગ્યાએ માર્યું કે તે સુવાસિત વનની લંપટની ઝપટમાં સપડાઇ ગઇ ને તે સાથે ભાન વગરની થઈ પડી તરતજ કામમા તુર બનેલી ચતુરાએ પોતાની એક અંતરંગ સખીને બોલાવી એકાંતમાં લઇ જઇ પહેલા રસ્તા ઉપર જનારા પુરૂષને બોલાવીને કહ્યું કે એ રૂપાળા તરૂણને તેડી લાવ મારાથી એના વગર રહેવાય તેમ નથી જો એ કામદેવની મુર્તિ મને મળશે નહી તો હું વિરહાળનમાં બળી જઇશ કામનો વિકાર ઝેર જેવો સખત છે તેને કોઇકજ

તરૂણી રોકી શકે છે, કામાગ્નથી ઉત્પન્ન થતા સર્વ પ્રકારે વશ થયેલી ચતુરા, આ વખતે મનને કબજે રાખી શકી નહીં. બાઈની આજ્ઞા થયેલી જોઇ તે અધમ રાખી તરતજ નીચે ઉતરી, રસ્તા ઉપરથી તે કામદેવને તેડી લાવી એ જાર પુરુષે સ્વતંત્ર રીતે વર્તનારી ચતુરાને કામ કેલીથી-સુરત વિલાસની સહજ પ્રેમ દાખવી, શાંત અને મૃદુ ભાષણથી જ વળી પરાહાસ વચનથી અત્યંત રાજી કરી વશ કરી લીધી પછી તે હમેશાં તેની જોડે એજ પ્રમાણે રંગભોગ ભોગવવા લાગ્યો.

પરદેશ ગએલો તેનો પતી કોડીલાલ કે જેનો પ્રેમ પોતાની પ્રીયામાં સચોટ હતો. એ રાત્રી દીવસ પ્રીયા પ્રીયાજ ઝંખતો પરદેશમાં જઇને અપાર ધન કમાયો, ને એમ પરદેશમાં રહેતા ઘણા દિવસ વિતી ગય● એક વખતે શરદ રૂતુમાં તે એકાંતમાં સુતો હતો તેવામાં ચતુરા તેને સાંભરી આવી તે તત્ક્ષણે તેને પોતાની પ્રાણ સમાન સ્ત્રીને મળવાની અતિ ત્વરીત ઇચ્છા થઇ. પોતાનો સર્વે ધંધો આટોપી દઇ, કેટલાએક વહાણોમાં માલ ભરી તે પોતાના સસરાના શહેર તરફ પાછો વળ્યો વહાણો સફર કરતાં પોતાના નગર સમીપ આવી નીકળ્યા કે વહાણમાંનો સઘળો માલ નાખવાને સોંપી, પોતે શહેરમાં દાખલ થયો. એ દીવસે સસરાના ગેર મહોત્સવ હોવાથી સઘળા કુટુંબીઓ તેમાં રોકાઇ ગયા હતા. એમાં તે દાખલ થયો. કોડીલાલના આવવાથી સર્વ કુટુંબીઓ રાજી થયા. પણ ચતુરા શ્રણી નીસ્તેજ થઈ ગઇ તે બેબાકળી થઈ ફરવા લાગી. તેના મનમાં તો તેનો યાર રમી રહ્યો હતો તેથી આ નવું લફરૂં આવ્યું તે તેને કંટકરૂપ પડ્યું. એમ કરતાં રાત્રી પડી ને શણગારેલા શયનગૃહમાં કોડી-

લાલ ઘણા ઉમંગભેર પોતાની પ્રાણવલ્લભાને મળવા ગયો ત્યાં ઉત્તમ સફેદ રંગના ઓછાડથી શય્યા પાથરી હતી. ઉમદા અન્તરો ને ધુપો તથા સુગંધી પુષ્પોની મધુર સુગંધ બહેકી રહી હતી ને સ્તંભમાં જડેલા મણીઓ દીવાની ગરજ સારતા હતા. આવા ઈંદ્રભુવન સરખા રતીમંદીરમાં કોડીલાલ પોતાની પ્રીયાને પુર્ણ પ્રેમથી આલિંગન કરી શય્યા ઉપર બેઠો. પરંતુ તે ચતુરાને સર્વ કાળ સરખું લાગતું હતું, તેનું તો ચીત પોતાના રાખેલા યારમાં જ ચોટયું હતું. ચતુરા પોતાની આંખો મીચી યોગની પેઠે ધ્યાન ધરતી શુન્યમુઢ થઈ પડી હતી, તે પળે પળે પોતાના માનીતા પ્રિતમનુંજ મનમાં ચિંતવન કરતી હતી. તે ક્ષણે ક્ષણે નિશ્વાસ મુકતી કે "હાય હાય ! હવે તેને કયારે મળીશ" કોડીલાલ તેને પ્રેમથી બોલાવી ચુંબન કરી નાના પ્રકારના શંગારના હાવભાવ બતાવી નમ્ર પ્રેમી વચનોથી વિનવી, તો પણ હવે તે સ્ત્રી એકની બે ન થઇ. તેણે આ પોતાના સ્વામીને ઉત્તરજ આપ્યો નહી પણ ઉલટી ભયભીત થઇ હોય તેમ વારંવાર હાંફવા અને કંપવા લાગી પ્રેમાતુર થએલા પતિએ તેના શરીર ઉપરનાં વસ્ત્રો ખેંચવા માંડયા ને બાથ ભીડવા માંડયો એટલે ચતુરા પોતાના અંગોને સંકોચતી દુર ખસી ગઈ. કેમકે તેના મનમાં તો પોતાના યારનું ધ્યાન એક તાર થઇ રહેલું હતું. મુંઢ કોડીલાલ આમ નખરાં કરતી પ્રિયા ચતુરાને મધુર વચનોથી બોલાવી પ્રણામ કરવા લાગ્યો; કે અરે પ્યારી ! આ તને શું થયું. તારા ઉપરતો મારી જીવનદોરી છે ને મને આમ કેમ તરછોડે છે. ? અરે મારી આંખની કીકી હૈયાના હાર મારા મૃદુ વચન માન્ય કરીને એક પ્રેમ ચુંબન તો લેવા દે ? આ દાસ ઘણી વાર થયા તારા

પ્રેમની આશાએ લટ્ટુ બની ગયો છે, તેને વગર કારણે નિરાશ કરી કાપવું એ તને ઘટીત છે વાંરૂ ? એ પ્રમાણે કોડીલાલે બહુવાર ચતુરાની પ્રાર્થના કરી તો પણ પરવશ પડેલાં તેના અતઃકરણમાં લેશ માત્ર પ્રેમાંકુર ફુટયો નહિ, કયાંથી ફુટે ? આવી રીતે ઘણા મુર્ખ પશુઓ પરપુરૂષથી આશક થયેલી સ્વપ્રિયા જે પોતાના તરફ ઉદાસી બતાવી દુર રહેતી હોય, તેને વશ કરવા અને તેની સાથે પ્રેમ કરવા વારંવાર તેની પ્રાર્થના કરી લંપટપણું દર્શાવે છે, પણ તેનું કપટ કળી શકતા નથી. આ બાબતમાં કોઇ કહેશે કે કામદેવનો વાંક છે, પણ તેમ નથી. તે બીચારો ત્યાં તો પરતંત્ર છે. ને કેટલેક અંશે સ્વતંત્ર છે. જેવો પોતાનો મનોવિકાર જે માટે કહેવત છે કે "સ્ત્રી રહે તો આપથી ને જાય તો રુગા બાપથી" તે પ્રમાણે ઘણીવાર સુધી કોડીલાલ ચતુરાને વિનવી ને જ્યારે તે વશ નજ થઈ ત્યારે તે થાકીને નિરાશ થઇ બેઠો, પણ ચતુરાના મનને નિરાંત થઈ નહી.

અર્ધી રાત્રી ગઇ ને હમેશનો સમય થયો એટલે ચતુરાને યાદ આવ્યું કે હવે મારો વહાલો યાર ઉપવનના લતાકુંજમાં સંકેતગૃહમાં દાખલ થયો હશે. પણ મારાથી ત્યાં આજ જવાશે નહી તો તે મુજ વહાલાના શા હાલ ? હાય હાય ! હવે હું શું કરૂં ! એમ મનમાં બોલી એકદમ મુર્છા ખાઇને પડી ગઇ. તે સન્મુખ બેઠેલા પતિને ઝેરના જેવો જોવો લાગી. પ્રેમાંધ થયેલા પતિએ સારી રીતે આશ્વાસન કીધું ઘણી આજીજીથી મનાવવા પ્રયત્ન કીધો, પણ વ્યર્થ. તે પરપુરૂષ કામીનીએ માનેલા પોતાના પતિરૂપ યારને મળ્યા વિના તેના મનને શાંત કેમ મળે ?

કોડીલાલ જ્યારે વિનય કરી કરીને થાક્યો ત્યારે સવ્યામાં એક

તરફ સુઇ ગયો ને તરતજ નિંદ્રાવશ થઇ ગયો. પતિ જ્યારે ભર ઉંઘમાં પડયો ત્યારે ચતુરાએ સોળ શણગાર સજી બનીઠની હળવે હળવે શયનગૃહમાંથી તૈયારી કીધી. તેના ઘરનાં સર્વ માણસો ઊંઘતાં હતાં. આગલી રાત્રીએ મહોત્સવ હોવાથી ઘણા માણસોની જાવ-આવમાં એક ચોર ભરાઇ બેઠો હતો તે આ બંને સ્ત્રીપુરૂષને જાગતાં જોઇ ખાતર પાડવા ફાવી શક્યો ન હતો.

જ્યારે ચતુરા ચારને મળવા આસ્તે રહી ઘરની બહાર નીકળી કે તેના ચરણના ઝાંઝરનો રણઝણાટ પેલા ચોરને કાને પડવાથી તે પણ તેની પછવાડે ગયો, છુપાતો છુપાતો સ્ત્રી શું ચરીત્ર કરે છે ને કયાં જાય છે તે, તથા તેનાં ઘરેણા છીનવી લેવાની આ સારી તક છે તેથી તે પણ પાછળ પાછળ ચાલવા લાગ્યો.

હવે પેલા વિહારના સંકેતગૃહમાં શું શું થયું તે સાંભળો ચતુરાનો યાર હંમેશની માફક દારૂ અને ગાંજો પી, કેફમાં બહુ લટુ બની પોતાની ઝુંપડીમાં બનીઠની બેઠો. ઘણી રાત્રી ગઈ તો પણ પોતાની પ્રિયા આવી નહિ એઠલે પેલો જાર વિરહાગ્નિથી બળતો મોટી ઉદાસીમાં આવી ગયો ! ! તે ચંદ્રમાના કિરણોવડે બળી ભસ્મ જેવો થઇ ગયો છેવટે કામાગ્નિનો તાપ અને વળી મદ્યપાન એ બંન્ને કેમ જીરવી શકાય ? તેથી તે પ્યારીને મળવાની આશા મુકી દઇ એકદમ ગાંડો બની બેભાન થઇ પડી ગયો.

જ્યારે ચતુરા પોતાના માનીતા યાર સાથે રતી સુખ ભોગવવા માટે ઘણા ઉમંગમાં ધસમસી, તે ઉપવનમાં તેની ઝુંપડીએ આવી કમાડ ઠોકવા માંડયાં. આમ આમ ઘણી વાર કરતાં તેના આશુ સમાન યારે ન ઉઘાડયું તેમ ઉત્તર પણ ન આપ્યો,

ત્યારે તે કાછ વાળી અંદર આવી જુએ છે તો તેનો પ્રિય પડેલો દીઠો. તેને ઢંઢોળી જગાડ્યો એટલે તે જુસ્સામાં બોલ્યો કે રાંડ ! આટલી મોડી કેમ આવી ? જા તારૂં કામ નથી. અહીંથી ભાગી જા, તો પણ વિષયાંધ ચતુરાએ બહુ કાલાવાલા કરીને કહ્યું કે હું શું કરૂં ? મારો પતિ આજરોજ પરદેશથી આવ્યો છે માટે વાર લાગી તે સાંભળતા યારની આંખમાં ઝેર ભરાયું. ને તેનાં રૂવે રૂવાં ઉભા થયાં. પછી તે ક્રોધ કરી બોલ્યો કે જા રાંડ તારૂં મોં આજથી બતાવીશ નહીં, તો પણ કામાતુર થયેલી ચતુરા ફરી તેને આજીજીથી બેઠી ઉઠાડવા ગઈ, એટલે તેણે ફેરના જુસ્સામાં મારવા માંડી તો પણ તેનાથી રહેવાયું નહી એટલે જરા રહી પાછી વિનવવા જાય છે તેવોજ તે ક્રોધના આવેશમાં આવી એકદમ પાસે પડેલા છરાવતી તેનું નાક કાપી લીધું તેથી તત્ક્ષણે તે મુર્છા ખાઈને ભુમીપર પડી થોડીવારે તેને ભાન આવ્યું ને ઉઠીને વિલાપ કરવા લાગી. અરેરે ! ઓ દયાનંદ ! આ મંદભાગી દાસી તમારા મુખચંદ્રને જોવા પતિને પણ તરછોડી, ગમે તેમ કરીને આવી, ને હાયરે ! તમે મારૂં વિના અપરાધે નાક કાપી નકટી કરી હાય હાય ! આપણે સાથે બેસી વિલાસ કરી રતિસુખ ભોગવી મોજમજા કરતાં તેટલી પણ શરમ ન આવી ? ઓ વહાલા, હવે જરા તો બોલો એમ કહી આલિંગન કરતી હતી.

આવી રીતે તે અનાચારવાળી શિયળભંગવાળી સ્રીને તેના અવિચારી કૃત્યનું ફળ મળ્યું તે પછી ગભરાઈને તે ત્યાં ઝટપટ પોતાના બાપને ઘેર જવા નીકળી રસ્તામાં પેલો ચોર જે પ્રથમથીજ આ સઘળો તમાસો જોતો હતો તે તેની પુંઠે પડી કહેવા લાગ્યો કે, તું કોણ છે ને ક્યાં જાય છે. ચતુરા એનો ગભરાટમાં

ને નાકની વ્યથામાં કાંઈ આપી શકીજ નહી એટલે ચોર તેને ધમકાવી લુગડાં ઘરેણાં ઉતારી આપવા કહ્યું કે તરતજ તેને તાબે થઇ સર્વ ઘરેણાં ઉતારી તેને આપી દીધાં અને પોહ્રાટવાનો વખત નજીક આવવાથી તે તુરતજ પોતાના બાપને ઘેર ગઇ. ને પતિ સુતો હતો ત્યાં જઇ સુતી થોડીવાર શય્યાપર પડી રહ્યા પછી પોતાનું સ્ત્રીચારત્ર કરવા દોડો દોડો ! હાય હાય ! મારૂં નાક કાપી નાખ્યું એવી કારમી ચીસો પાડી સૌને ભયભીત કીધાં ચતુરાની ચીસ સાંભળી ઘરના સર્વ માણસો. ગભરાઇ જાગી ઉ-ઠયાં અને કોડીલાલ પણ બેબાકળો બનીને જાગી ઉઠયો તે જુવે છે તો ચોમેર માણસોની ગીરદી મચી રહી છે આ સઘળાં મનુ-ષ્યે ચતુરાને પુછ્યું કે શું છે બહેન ? ચતુરા બોલી–શું તમે જોતા નથી ? આ મારા વરે મારૂં નાક કાપી નાંખ્યું હું નકટી થઇરે ? ઓ ભાઇઓ મને બચાવો. નહી તો એ મારો જીવ લેશે એવી ભયંકર વાણી સાંભળી આણુંદલાલ વગેરે જનો કોડીલાલને પુછવા લાગ્યા કે તમે આ નિરપરાધી બાળાનું નાક કેમ કાપ્યું ? કોડીલાલ આ પ્રશ્ન સાંભળતાંજ ભયભીત થઇ ગયો ને આમતેમ બોલવા લાગ્યો, તેનું મ્હોં પડી ગયું, ને પરદેશમાં વેચાએલા ગુલામની માફક એક પણ અક્ષર તેનાથી બોલાયો નહી. હા કે ના કાંઈ પણ બોલી શક્યો નહી, આમ પુષ્કળ કુતુહલ મચી રહ્યું એટલામાં પ્રાતઃકાળ થયો, એટલે ચતુરાના કુટુંબીઓએ આ ફરીયાદ રાજસભામાં જાહેર કરી આ વૃત્તાંત જાણતાં રાજાને ઘણો ગુસ્સો ચઢયો તેથી તેણે કોડીલાલ કે જે નિરપરાધી હતો તેને બંધાવી મંગાવ્યો અને યથા યોગ્ય ન્યાય કરવા તેને કેદ કરી રીતસર કામ ચલાવા સારૂ, છેવટે તેને કેદની તથા દંડની બંને શીક્ષા ફરમાવી.

પેલા ચોરે આ પ્રત્યક્ષ જોયું. તેથી તે કોડીલાલ ઉપર ગેર-ઈન્સાફ જોઇ શકયો નહિ. તેણે તરતજ રાજસભામાં માફી માંગી પહેલેથી તે છેવટ સુધી જે બન્યું હતું તે કહી બતાવ્યું. અને તેની પુરતી તપાસ કરવા રાજા સહીત સર્વ સભા પેલા ઉપવનમાં ઝુંપડીએ જઇ. ચોરે ચતુરાનું નાક, તેના ચારને ઘરેણાં સર્વ બતાવ્યાં એ જોઇ રાજા તે ચોર ઉપર અત્યંત પ્રસન્ન થયો ને સત્કાર કરી પેલાં ઘરેણાં તેને આપી દીધાં, અને કોડીલાલ ઉપર નિષ્કારણ આવેલો અપવાદ મિત્રતારૂપે ઉતારી દીધો. સ્ત્રીઓ અતિ ચાલાક, કુટીલ, કુચરણવાળી, નિર્લજ અને ચપળ હોય છે. તે પતિનો માતાનો, બંધુનો સંતાનનો કે સહોદરનો કોઇનો દ્રોહ કરતાં ડરે નહિ.

## વારતા ૭ મી.

### બટો પટેલ અને રૂપાળી પટલાણી.

પુર્વે લીંબાપુર નામે ગામમાં બટો પટેલ રહેતો હતો તેની વહુનું નામ રૂપાળી હતું. તે બંને ભરજોબન અવસ્થામાં હતા. તેમને પરસ્પર ઘણી પ્રીતિ હતી, તેથી તે હાસ્ય વિનોદ અને એશઆરામમાં દિવસ નિર્ગમન કરતા હતાં. કેટલાએક દિવસે કોઇ કોઇ કવિને મોઢેથી સ્ત્રીઓના ચરિત્રના વખાણની વાત ભટાપટેલે સાભળી જેથી તેના મનમાં તે વાતનો સંદેહ થવાથી પોતાની પ્યારી સ્ત્રી રૂપાળી આગળ કહેવા લાગ્યો કે સ્ત્રીઓનાં ચરીત્રને તું વખાણે છે, એ વાત મને ખરી લાગતી નથી. રૂપાળી બોલી કે, સ્ત્રીઓનાં ચરિત્ર અપાર છે એને કોઇ કહી શ-

કર્તું નથી. એ ચરિત્રોથી મ્હોટા મહાત્માઓ છેતરાયા છે તે કોઇની અક્કલમાં આવતું નથી સ્રીઓ ભરથારને યારનાં ચાકર તરીકે તેડવા મોકલે અને તેમના દેખતાંજ પરપુરૂષથી જારકર્મ કરે છે ને ભરથાર તે સ્રીને પતિવ્રતા માને છે. બધી સ્રી એવી નથી, તેમ બધી સ્રી પતિવ્રતા પણ નથી એજ પ્રમાણે જગત વ્યવહાર ચાલ્યો જાય છે. એટલે સ્રી ચરિત્ર ખરૂં છે. ભટો કહે એ વાત મને તો ખરી લાગતી નથી. ને જો ખરી હોય તો એ ચરીત્રો તારા વિષેજ બતાવી મારો સંદેહ ભાગ એ બાબત હું રીશ કરીશ નહીં. ગમે તે પ્રપંચ કરી નિશ્ચિત મારી સમક્ષ પરપુરૂષ સાથે જાર કર્મ કર ને મારા મનમાં એવો વ્હેમ એ કૃત્ય કરવાનો રહે નહી તોજ હું એ સ્રી ચરિત્ર ખરૂં માનું. રૂપાળી કહે કોક દિવસ બતાવીશ તારી સાથેજ યારને તેડાવી તેની સાથે હાસ્ય વિનોદથી રંગ રમી આખી રાત નિરગમન કરી. સવારે જાય ત્યારે વળાવવા પણ તનેજ સાથે મોકલું એવી રીતે ચરિત્ર કરી બતાવીશ. આ પ્રમાણે વાત થયાં થોડા દિવસ જતા રહ્યા એક દિવસ રૂપાળી પાણી ભરવા ગઇ ત્યાં તેમજ ગામનાં વાણીયા મુળચંદ મહેતાનો દિકરો મોહન તળાવને કિનારે બેઠો હતો તેને રૂપાળીએ ઘડો ચડાવવાનું કહી નેત્રકટાક્ષ કર્યાં ને તેની સાથે પ્રીતિ કરીને આઠ દિવસનો મળવાનો વાયદો કર્યો. રૂપાળી પાણી ભરી ઘેર ગઇ તે વાતને બે દિવસ થયા. તેવામાં લીંબાહરથી ગાઉ એક અમીપર ગામમાં કણબીઆં મરણ હતું. ત્યાં ઘણા ગામના પટેલીઆઓને તેડાવ્યા હતા. તેમાં ભટા પટેલને પણ તેડાવ્યો હતો તેથી તે ત્યાં જમવા ગયો ત્યાં તેની શાળાની વહુ કે જેનું નામ ચોથી હતું. તે ત્યાં એનું મોશાળ હોવાથી કામ ક-

રવા આવેલ હતી. તેને ભટો ઓળખતો. નહોતો, પણ ચોથી વહુ ભટા પટેલને ઓળખતી હતી તેને પોતાની નણંદનો વર જાણી લાજ કાઢતી હતી. ભટાએ તે સ્ત્રી કોણ છે એમ જોને ત્યાં પોતે ગયો હતો તેને પુછયું તેણે કહ્યું કે એ બાઈ અમારી ભાણેજ થાય છે ને તમારા શાળાની વહુ છે. એમ જાણતા ભટો રાજી થયો હવે જ્યારે ખરચ સમાપ્ત થયું કે સર્વે પટેલો વિગેરે ઘેર ગયા તેમાં ભેટો પણ રાજા લઇ ઘેર આવ્યો અને પોતાની સ્ત્રી રૂપાળી પાસે તેની ભાભી ચોથી વહુ ત્યાં આવી હતી. તે વિષે વાત કરી કહેવા લાગ્યો કે તારી ભાભીને આંહી તેડી લાવી મીજમાની આપી પરોણાગત કરવી જોઈએ માટે તેને તેડવા તું જટલ તોજ આવશે તોજ આવશે માટે ઊતાવળથી જઈ તેડી લાવ રૂપાળી પટલાણી પોતાના ધણીના અતિ આગ્રહથી પોતાની ભાભીને તેડવા અમીપર ગઇ. અને જેને ત્યાં પોતાની ભોજાઈ, હતી ત્યાં ગઇ ત્યારે માલમ પડયું કે એ તો પાછી ઘેર ગઇ એટલે ત્યાંથી પાછી વળી ઘેર આવતાં રસ્તામાં વિચાર થયો કે મોહનને મળવાનો આઠ દિવસનો વાયદો કર્યો છે ને તે આઠ દિવસ હમણાં વયાજશે માટે કાંઇ યુકિત કરી આજેજ પ્રિતમને ઘેર તેડી જવો. એમ વિચારતાં ગામમાં પહોંચી એટલામાં મોહન સામો મળ્યો તેને રૂપાળીએ બોલાવી કહ્યું કે તું આ પોશાક ઊતારી સ્ત્રીનાં લુગડાં તથા હાથમાં ચુડીઓ અને ઘરેણાં વિગેરે સર્વ પોશાક સ્ત્રીઓનો પહેરી ઓઢી પાસેના વડ પાસે બેસ અને હું મારે ઘેર જઇ મારા ધણીને સાથે લઇ મારી ભાભીને તેડવાને બહાને તુંને મારે ઘેર તેડી જઇશ પણ મારો ધણી આવે ત્યારે ઘણી લાંબી લાજ ( ઘુમટો ) કાઢજે એમ મોહનને શીખવી રૂપાળી ઘેર આવી ત્યારે

તેના ધણી ભટાએ પુછયું જે તું તારી ભાભીને તેડવા ગઇ હતી ને એકલી કેમ આવી? રૂપાળી બોલી કે હું તેડી લાવી છું પણ તમારા તેડવા ગયા વીના ઘેર આવી નહી ને પાદર વડ નીચે ઉભી છે માટે મારી સાથે તેડવા ચાલો. ભટો કહે હું તારી સાથે તારી ભોજાઇને તેડવા આવું તો લોકોમાં મારી લાજ જાય અને મશ્કરી થાય. લોકો કહેશે કે ભટો પટેલ સાળાની વહુને તેડવા ગયો. માટે તું સોગન દઇને તેડી લાવ રૂપાળી રોવાને કકળાટ કરવા લાગી કે મને મોકલીને હવે નાક કપાવા ધારો છો; માટે તેડવા તમારે આવવાની ગરજ હોય તો ચાલો; હું આગળ જાઉં છુ ને તમે પાછળ ચાલ્યા આવજો. ભટે બિચારે કબુલ કર્યું ને પોતાની સ્ત્રી પાછળ તેડવા ચાલ્યો ને જ્યાં મોહન સ્ત્રીના વેશે ઉભો હતો ત્યાં આવી ભટો પોતાના સમ દઇ ઘેર આવવાનું કહ્યું એટલે આગળ ભટો પટેલ ને પાછળ રૂપાળી પટલાણી પોતાના યારને સ્ત્રી વેશે લઈ ચાલી ઘેર જતા રસ્તામાં ભટાને પોતાની સ્ત્રીએ ચરિત્ર બતાવવા વિશે કહેલી વાત યાદ આવી તેમજ મીજમાનની ચાલ ચલગત જોતા સ્ત્રી નહી પણ પુરૂષ હોય એવો સંદેહ ભટાના મનમાં થયો. જેથી ઘેર પહોંચ્યાં પછી પોતાની પ્યારી સ્ત્રી રૂપાળીને પાસે બોલાવી એકાંતમાં કહ્યું કે તું જે તારી ભાભીને તેડી લાવી છે તેની ચાલચલગત ઉપરથી મરદ છે એમ મને ખરી રીતે જણાય છે માટે બોલ રાંડ તારી ભાભી છે કે તારો યાર? રૂપાળી પોતાના ધણીનું આમ ક્રોધમાંથી બોલવું સાંભળી મનમાં તો સમજી ગઇ પણ સ્ત્રી ચરિત્ર કરી આંસુ લાવી ક્રોધથી હાય! હાય! શું મને વેસ્યા જાણી. આજ ઘણા વર્ષે મારી ભાભી મને મળવાં આવી ત્યાં લાજ ખોવાને શરમ વગરના વચન

બોલીને મશ્કરી કરો છો ? શું મારો જીવ લેવાને તઇયાર થયા છો આવો ભુંડો ધણી મારા ભોગ છે મારો કાળ પાસે આવ્યો છે, વિગેરે બોલી કાંગા સુડાં કરવાં લાગી ભટો કહે ચુપ રહે રાંડ હું આપણી દાસી શણુડીને તેડી લાવું છું તેને તારી ભાભી સાથે આખી રાત સુવાડી મુકુ ને સવારે પારખુ જોઉ જો કાંઇ કપટ જણાય તો તારૂ અને એનું બન્નેનું માથું છેદન કરૂં. હે રાંડ! હું ઝાઝા ભેદ ભણ્યો છું તારો છેતરાયો છેતરાઉ તેમ નથી. આવી રીતે ભટાનું બોલવું સાભળી રૂપાળીને ચિંતા થઇ અને જાણ્યુ કે જો શણુડીને તેડાવી પારખ્યું જોશે તો નક્કી મારૂ પોગળ વર્તયા વિના રહેશે નહી ને નક્કી મોત આવ્યું. આથી રૂપાળી ઘણીજ ફીકર અને ચીંતાથી શોકાતુર થઇ વિચાર કરી બોલી કે ભલે તમને સંશય થયો. હોય તો ખાત્રી કરો અને બીજાને કાને આ વાત જાય તો આપણી ફજેતી થાય માટે તમારે પારખું જોવું હોય તો અમો સુતા પછી મારી ભાભી ભરનિંદ્રામાં હશે ત્યારે હું તમને બોલાવિશ એટલે હાથ ફેરવી ખાત્રી કરજો. આ વાત ભટા પટેલને ગમી પછી સુતા હાથે ભટો ભારણે સુતો રૂપાળી બારણાં દઇ ઓરડામાં પોતાની ભાભી બનાવેલ મારની સાથે એશઆરામ-થી ખુબ રંગ રમી રહ્યા પછી પોતાના વ્હાલા યાર મોહનને બીજા ઓરડામાં સુવાડી પોતે ઓરડાની કરોકરે પોતાનો દીયર ખેતો રહેતો હતો તેના ઘરમા આવજા કરવા માટે એક બારી રાખી હતી ખેતો ઘણું કરીને વાડીએ વાસો રહેતો હતો રૂપાળી એ તે બારી ઉઘાડી પોતાની દેરાણીને ઉઠાડી આંખે આંસુ ભરી રોઈ પડીને રડતી કહેવા લાગી કે તારે જેઠે અને વગર વાંક મારી મારાં હાડકાં ખોખરાં કરી નાંખ્યાં અને વળી બારણાં

દઈ બાર સુતા છે મારાં હાડકાં મારથી કળે છે એટલે નિંદ્રા આવતી નથી એથી કુવે પડવા નક્કી કરી તારી પાસે આવી છું. દેરાણી બોલી ઘર હોય ત્યાં લડવુએ પડે ઘર હોય ત્યાં વાક પણ આવે માટે તેનો મોખો રાખીએ નહિ ચાલો હુ તમારી સાથે સુવા આવું છું એમ કહી તેની દેરાણી રૂપાળી સાથે સુવા આવી ને બંને સુખ દુખની વાતો કરી રૂપાળીની દેરાણી નિંદ્રાવશ થઇ ત્યારે થોડીવારે પોતાના ધણીનો સંશય મટાડવાને પોતે તથા દેરાણી જે ઓરડામાં સુતા હતાં ત્યાં તેડી જઈ કહેવા લાગી કે મારી ભાભી ભર નિંદ્રામાં છે માટે તમારે જે પારખુ કરવુ હોય તે જાળવી લઈને કરી લ્યો એટલે ભટા પટેલ ધીરે ધીરે રહી ચોરની માફક જઇ રૂપાળીએ બતાવ્યા પ્રમાણે તપાસ કરતાં ભટા પટેલને ખાત્રી થઈ કે આમાં કાંઇ કપટ નથી. આ મારા મનનો ખોટો વિચાર આવ્યો મારી સ્ત્રી પતિવ્રતા છે. આમ ભટા પટેલને નક્કી થયું એટલે પાછો બ્હાર આવીને સુતો અને પ્રભાત થતાં રૂપાળીની દેરાણી પાછી પોતાના ઘરમાં ગઈ ત્યાર પછી રૂપાળીએ પોતાના યાર મોહનને જે ઓરડામાં સંતાડયો હતો તેને ઓરડામાંથી બ્હાર કાઢયો ને ભટાને કહેવા લાગી કે મારી ભાભી તેના ઘેર જવા માગે છે ઘણું કહ્યું પણ રહેતી નથી એમ કહી પોતાની ભાભી થયેલા યારને આગળ કરી પોતે પાછળ વળાવવા ચાલી ને ભટો પણ થોડે સુધી વળાવવા ગયો ને સામા સામા રામ રામ કરી આનંદથી બંને જણ ઘેર આવ્યાં.

---

## વારતા ૮ મી.

### ઠાકોર ગુણિયલસિંહ અને તેની સજીવન કરેલી કઠોરસુંદરી.

એક ન્હાના સરખા આણુંદપુર ગામમાં ગુણીયલસિંહ કરીને એક ઠાકોર રહેતો હતો તેઓએ એના શિવાય દુનિઆના ત્રીજા કોઈપણ સાથે સંબંધ નહિ હતો ઠાકોર ગુણિયલસિંહ પોતાની સ્રી કઠોરસુંદરીને એટલો ચાહતો હતો કે તેને પોતાના દીવાનખાનામાંથી અળગી કરી જરા પણ વિયોગ સ્વાધીન થઇ શકતો નહિ પોતાના જાન કરતાં પણ પ્યારીને વધારે ગણુતો હતો, જેમકે-

સારંગે સારંગ ગ્રહ્યો; સારંગ આયો ધાય;
મનકો સારંગ મેરદુ, દીલકો સારંગ જાય.

પણ તેમની પ્રિતિ ઝાઝા દિવસ સુધી ટકી નહિ તેમના સુખમાં ઇશ્વરે એક મોટો દુઃખનો પહાડ નાખ્યો અને રજપુતાણી કઠોરસુંદરી બીમાર પડીને સ્વર્ગ સ્વાધીન થઇ ત્યારે પોતાની પ્યારી સ્રી કઠોરસુંદરીના મરણુનોજ જખમ ઠાકોર ગુણિયલસિંહના દીલમાં વાગ્યો કે તે ઘડી સુધી બેશુદ્ધ થયો. લોકો પોક મુકતા આસપાસ ભરાયા અને કઠોરસુંદરીને બાળી નાંખવાને લઈ જવાના ઇરાદાથી વાંસદુણા વગેરે મંગાવ્યા ત્યારે ઠાકોર ગુણીઅલસિંહજીના મનમાં જુદા જુદા તર્ક થવા લાગ્યા કે હાય ! હાય ! શું મારી વહાલી કઠોરસુંદરીને બાળી નાંખશે ? પછી તેણે પોતાની સ્રી કઠોરસુંદરીને એકદમ ખાંધ ઉપર ઉઠાવી અને સપાસપબંધ દોટ મુકી તેથી થોડીવારમાં તે ક્યાં ગયો તેની કોઇને ખબર પડી નહી તે રાતની મેડી ઝાડી વટાવીને બેભાનમાંજ એક મોટા મ-

હાડ ઉપર ચડી ગયો અને કને એક શિબળ આગળ આંબાના વૃક્ષ હેઠે કહોરસુંદરી મુડદુ વિસામી તે સાથે પોતે બળી મરવાનો વિચાર કર્યો તેના આખા મ્હોં ઉપર દીલગીરી છવાઇ તેની લાલ આંખો ઇશ્વરના આછા વાદળાં તરફ ક્રોધથી ફરતી હતી. આ વખતે તેની ખુબસુરતીએ પોતાનું રૂપ ફેરવી તેને ભયંકર રાક્ષસ જેમ બનાવી દીધો હતો તેણે વળી મરવાનાજ ઇરાદે પહાડ ઉપર સુકાં સુકાં લાકડાં વીણી લાવી ખડકલો કર્યો અને તેની ચિતા ખડકી પછી પોતાની સ્ત્રી કહોર-સુંદરીને લઇને પોતે અંદર મુકી જેવો દેવતા સળગાવે છે એ ટલામાં "હાં હાં" એમ મોટે અવાજ તેને કાને પડયો. ત્યારે તે ફરી ચમકયો કે પાછુ અહી કોણ અટકાવવા સારૂં આવ્યું છે તે આસપાસ જોવા લાગ્યો તો તેની સરત એક મોટા દીગંબર જોગીરાજની સામે પડી જોગીરાજે પાસે આવી પુછયું કે બચ્ચા કયા કરતાહે ! ઠાકોર ગુણિયલસીંહ કહે મહારાજ બળી મરૂં છું. જોગી કહે કયા સબબ પછી ગુણિયલસીંહ ઠાકોર રૂદન કરીને પોતાની સઘળી વાત કહે તે સાંભળી જોગી બોલ્યા બચ્ચા તેરા પ્રેમ સચ્ચા હે કે કચ્ચા ? જો સચ્ચા પ્રેમ હોવે તો એ પાણીકી અંજલી ઉસકેપર છાંટ ઔર તેરી આધી ઉમ્મર ઉસકુ બક્ષીસ કર.

વાંચનાર ! જેણે પોતાની સ્ત્રીના મરણથી એકાએક ગાંડો થઇ આ દુનિઆનું સઘળું સુખ ત્યાગ કરી તેની સાથે બળી મરવાનો ઇરાદો કર્યો હતો તેની પોતાની મૃત સ્ત્રી સજીવન થાય એવો ઉપકાર અચાનક હાથમાં આવ્યોં ત્યારે તેની કેટલી ખુશી ઉત્પન્ન થઇ હોશે ને એકદમ ચીતામાંથી ઉતરો અને જટાધા-રીને પગે પડયો બાવાએ મંત્રી તેના હાથમાં એક બોબો પાણી

આપ્યું અને તેના ઉપર છાંટવાને કહી પોતે અદ્રશ્ય થયા. જ્યાં તેણે પાણી છાટયું કે પેલી સ્ત્રી કંડોરસુંદરી અખંડ જોતની મીશાલે ઉઠી બેઠી થઇ અને પોતાની નામના જેવી લાંબરાં-અલી વિશાળ વેણી હાથમાં લઈ પુછે છે કે સ્વામીનાથ ! હું અહીં ક્યાંથી તમે કોઇ પણ દિવસ મને તમારા દીવાખાના-ની બહાર સુર્યનું કિરણ સરખું જોવા દીધું નથી અને આજે આ ભયંકર પહાડ ઉપર ખુલ્લા આસમાનની વચ્ચે કેમ આણી છે. ? ગુણીયલસિંહ બોલ્યો પ્યારી માશુક ! તું ગભરાઇશ નહી." હિમ્મત પકડ હમણાં હું તને જે વાત કહીશ તે તારા માન-વામાં આવશે નહી પ્યારી તું તો મરી ગઇ હતી. અને તને બાળી નાંખવા લઇ જવાને સઘળાઓ વિચાર કરતા હતા. એટ-લામાં હું તારૂં મુડદું લઇને જુસ્સાભેર અહીં નાશી આવ્યો ને તારા પ્રેમની ખાતર તારી સાથેજ મેં અહીં બળી મરવાનો ઠરાવ કર્યો ને મેં આ લાકડાં ખડકયાં છે ( લાકડાં તરફ આંગળી કરીને ) તે તેટલા માટેજ હતા પણ એટલામાં એક મહા પ્રતાપી અબધુત જોગીએ મને અટકાવ્યો અને એક પાણીની અંજળી ભરી આપી તારા ઉપર છાંટવાને કહ્યું. ને પોતે અલોપ થઇ ગયો મેં તે પ્રમાણે કર્યું કે તું બેઠી થઇ છું પ્યારી મેં તારા પ્યારની ખાતર બાવાના કહેવાથી મારી અરધી ઉમર તને બ-ક્ષીસ કરી છે. ઠાકોર ગુણીયલસિંહની વાત કંડોરસુંદરીને સઘળી રીતુર જેવી લાગી. ને પોતે નિંદ્રામાંથી જાગ્રત થઇ હોય તેમ જાણ્યું પણ પતિ તેને સા ઇરાદાથી અહીં લાવ્યો હશે તે વીશે જુદા જુદા તર્ક કરવા લાગી અને તેમાં તેની બુદ્ધિ હરી તેનું મન જે આજદીન સુધી તેને અટકું હતું તે તેણે બીજી તરફ

ઉછાળા મારવા માંડ્યા, અને તેનો ધણી લખે જુહો ને પાખંડી દાસવા લાગ્યો. પણ ભોળો પતી જે તેના પ્રેમમાં ડુબેલો હતો તેને કાંઇ ખબર પડી નહી, તેણે પોતાની સ્ત્રી કઠોરસુંદરીને કહ્યું પ્યારી હું શ્રમથી થાકી ગયો છું માટે અને તારા ખોળામાં સુખ શાંતીમાં જરાં માથું મુકી આરામ કરવા દે. એમ કહી તે તેના ખોળામાં સુતો અને શ્રમથી થાકી ગયેલો હોવાથી. અને પોતાનીજ પ્યારી કઠોરસુંદરીના ખોળામાં સુવાના સુખની ઓરજ લહેજતથી તેને તરત નિંદ્રા આવી. કઠોરસુંદરીને બાળવા લઇ જવાને માટે તેને એક જીણું મલમલનું કપડું પહેરાવ્યું હતું તથા તેના નાગ રૂપી ચોટલામા થોડાક છુટા છુટા ફુલ ગુંથ્યા હતાં તેની સુગંધથી ભમરોનું ટોળું કમળ ઉપર જતું ભુલાઇને તેનાં માથા ઉપર છત્ર કરીને બણબણવા માંડયું તેથી તે તેમના તરફ હશીને જોવે છે એટલામાં તેના દાડમના દાણા જેવો દાંત જરા જરા બહાર દેખાયા તે દેખીને એક પોપટ ઠગાયો અને તેના હોઠ ઉપર દાડમ જાણી ચાંચ મારી ગયો તે રૂપે કરીને પહાડનાં ઉપર સુંદરી વનદેવીના જેવીં વીરાજતી હતી એટલામાં કોઈ સુલતાનબેગ કરીને શાહજાદો શિકાર રમવાને નીકળેલો તે ત્યાં ચડી આવ્યો તેની અને કઠોરસુંદરીની નજર એક થઇ સુલતાન બેગ જો કે ચતુર હતો તો પણ આવે કાંઇ રંભા હશે કે મૃત્યુ લોકની સ્ત્રી હશે એમ પારખવાને તેને કાંઇપણ સાધન જડયું નહિ તેણે શિકારને આગળ જવા દીધો અને પુતળાની માફક પેલી સ્ત્રીના સન્મુખ ઉભો રહ્યો. જે કામદેવને કવિઓ કહે છે કે પેલા સમશાનવાસી મહાદેવે તેને બાળી નાંખ્યો છે, તે આ વખતે સજીવન થયો. શાહજાદો હરણને મારવાને હીરણાક્ષીને મારવાનું

પોતાનું વેણુરૂપી વાક્બાણ છોડયું. રજપુતાણીએ પોતાની પ્રેમ-રૂપી ઢાલથી તે ઝીલી લીધું અને આશકને મેળવવાને જે સ્ત્રી આતુર હોય ને જેમ કવિઓ મૂક્તિા નાયકા કહે છે તે રૂપ તે-નામાં પ્રગટ થયું. શરમથી અને પેલો સુતેલો માણસ સાંભળે તેથી તેઓ મોંઢેથી તો ચુપ રહ્યાં પણ તેમના હાથ ને નેત્ર ચુપ રહ્યાં નહિ. સુલતાનબેગે સાન કરી કે તેણે પોતાનાં પતિનું માથુ જાળવીને એક પત્થરની શીલા ઉપર અડાડી દીધું અને સુલતાનબેગ સાથે ઘોડા ઉપર બેસી તેના શહેરમાં રવાને થઇ;

પતિ પાસું ફેરવવા ગયો કે પેલી શીલાનો કકડો ગગડી હેઠો પડયો તેથી તેનું માથું નીચે પછડાયું તેમાંથી લોહી નીકળ્યું તે જાગી ઉઠયો જુવે છે તો પોતાની સ્ત્રી કડોરસુંદરી મળે નહી તેથી વિલાપ કરવા લાગ્યો. પછી તે પોતાની સ્ત્રી કડોરસુંદરીની શોધ કરવા ગયો. તે ફરતો ફરતો બે વરસે જે શાહજાદો સુલ-તાનબેગ તેની સ્ત્રી કડોરસુંદરીને હરણ કરી ગયો હતો ત્યાં ચઢી નીકળ્યો ત્યાં તેને ખબર થઇ કે શાહજાદો સુલતાનબેગ કોઇ ખુબસુરત કડોરસુંદરી નામની સ્ત્રી ઉપાડી લાવ્યો છે તે પોતા-નીજ હશે એમ તેને લાગવાથી તેણે અજીતબેગ પાદશાહે સુલ-તાનબેગ શાહજાદાને બોલાવ્યો ત્યારે સુલતાન બેગમ શાહજાદાને તેના પતિને હવી કહાડયો. જે પ્રેમ વીના પ્યારી થાય નહિ આની સુરત જુઓ તેનું રૂપ વિયોગથી બળી ગયું હતું, ને પછી એની જુઓ તે એની સ્ત્રી કડોરસુંદરી ક્યાંથી? તે તો ઇંદ્રની રંભાના જેવી રૂપવાન છે તેને આવા પુરૂષને માટે ઇશ્વરે ઘડી હોય એમ તમે ફરીઆદ કરશો તો સૃષ્ટિ નિયમથી પણ ઉલટું થશે. તેને મેં મારી પટરાણી કરીને સ્થાપી છે ને મહેલમાં

દાખલ કરી છે, ત્યાંથી મર્યાદા તોડીને બાહેર બોલાયાય નહિ !
તે સાંભળી પેલા ગુણીયલસિંહ દુઃખીયા રજપુતે ઘણી તકરાર
કરી પણ તે બધું ધુળ ઉપર લીંપણની પેંઠે બધું ફોકટ ગયું
ત્યારે તેણે અંતે મોટો ધાંટો કહાડી કહ્યું, અજીતબેગ બાદશાહ
તમે ખરાજ ન્યાયી હો, તો મને બાયડી જોઇતી નથી પણ જે
મેં તેને મારી અમુલ્ય અરધી ઉમર બક્ષી છે તે મને પાછી
અપાવો. આ સાંભળીને બધા હસ્યા, પણ પેલાએ જકજ લીધી
ત્યારે સુલતાનબેગ શાહજાદો કહે–ભાઈ ! તારી એક પણ ચીજ
અમારે હરામ છે. દુઃખીયો–મારે તેની કે તમારી સાથે કંઇ વેર
નથી. પણ તે મારી સ્ત્રી કડોરસુંદરી સાથે સદાયના છુટા છેડા
થતી વખતે મને એક વારજ તેણ મેળો કરવા દો એટલુંજ તેને
બોલાવો કે " જે તેં મને તારી અરધી ઉમર બક્ષી છે તે જા
પાછી આપી. " તો બસ છે અને પછી તમારા રાજમાં એક
પળવાર પણ ઉભો રહી તમને તસદી આપીશ નહિ, તે સાંભળી
અજીતબેગ બાદશાહને તેના વચનથી કેટલીક અસર થઇ અને
તેની યોગ્ય સરત ન્યાયના આધારે કબુલ કરવી પડી. તેણે શાહ-
જાદા સુલતાંનબેગવાળી બાયડીને મહેલમાંથી બોલાવી. તે મોરની
બીશાલે આવી હસતી હસતી બોલી કે હે પરદેશી તું કોણ છે,
તે હું જાણતી નથી. છતાં તું બીજાની બાયડીનું ચીત્ત વેધરૂપ
સાંભળી ગાંડો થયો છે શું ? ગુણીયલસિંહ ઠાકોરે તેના બોલવાના
વચન પરથી જાણ્યું કે બાયડી મારી તો ખરી, પણ વંઠી ગઇ
છે. પછી તેને ઉમ્મર પાછી આપવાનું કહ્યું, તેવીજ તે બોલી કે
મુરખ ! ઉમ્મર તે કાંયઇ અપાતી હશે. પણ તું ગાંડો થયો છે,
તારા જેવા કુતરાઓની તો હું પરવા કરતી નથી તોપણ જ્યારે

અજીતબેગ બાદશાહનો તારે વિષે આગ્રહ છે તો હું કહું છું કે "તેં મને તારી અડધી ઉમ્મર બક્ષી હોય તો તે પાછી લે" તેટલું સાંભળી તેનો પતિ ચાલતો થયો, પણ પેલી સ્ત્રી કડોરસુંદરી ધબ લેઇ મુડદું થઇને પડી !! તે વખતે ભરાએલી સઘળી સભા વિસ્મય થઇ. પણ પેલા દુઃખી પતિએ આ દેખાવ જોયો નહિ, કારણ કે તે ત્યાંથી નીકળી ગયો હતો તેની ખબર રાજાને મળીજ નહી.

આ દેખાવ જોઇને પેલા સુલતાનબેગ શાહજાદાની આંખમાંથી લોહીનાં આંસુ પડ્યાં, જેને બે વરસથી પોતાની પ્યારી બનાવી ઇમાનદાર સ્ત્રી ગણતો હતો તેની બેવફાઇ ઉપર તિરસ્કાર છુટ્યાથી તેનાં મુડદાં તરફ હવે નાખુદ પણ કર્યા સિવાય ચાલ્યો ગયો ને અજીતબેગ પાદશાહે તેની લાસ ઢોર ઉચકનારાઓ પાસે ફેંકાવી દીધી.

---

## વારતા ૯ મી.

### ઉકલો કોળી અને તેની સ્ત્રી રૂડકી,

પાટણ શહેરમાં કોળીઓની વસ્તીમાં ઉકલો અને તેની બેરી રૂડકી રહેતાં હતાં. આ બંને માઝી બહાર ખેતીનો ધંધો કરતાં ઉકલો દારૂડીઓ અને રૂડકી છીનાળ એટલે બંનેની હરરોજ લડાલડી ચાલે તેમાં શું પુછવું ? એક દિવસે સાંજે બંને ખેતરેથી ઘેર જતા હતા. તેવામાં રસ્તામાંથી આવતો એક બાવો તેને ભેળો થયો અને પુછવા લાગ્યો કે આ શહેરમાં હું કોઇને ઓળખતો નથી, માટે મારે રાતની રાત રહેવું છે, તો આપને ઘેર

જરા જગ્યા આપો તો તમને ઘણું પુન્ય થશે કહ્યું છે કે સાંજની વેળાએ જે આવે તેની બરદાસ ચાકરી કરે તો સુવા પછે દેવતાનું સ્વરૂપ પામે છે. ઉકલો તે સાંભળી તેની સ્ત્રી રૂડકીને કહે છે. અરે તું આ પરોણાને ઘેર તેડી જા, ને સીધુ સામાન આપજે હું આપણે માટે દારૂ અને મીઠાઈ લેવા જાઉં છું. માટે બે ઘડી ચાર લાગશે તે સ્ત્રી છીનાળ હતી. એટલે તેને મનગમતી વાત થઈ. પછી બાવાને સાથે લઈને હસતી હસતી ઘેર જાય છે. કહ્યું છે કે જે સ્ત્રી છીનાળ છે, તે અંધારી રાત, નિરાંતે ઠેકાણે ને ધણી બહાર ગયેલો જોઇને હરખ પામે છે. જે સ્ત્રી વ્યભિચાર કરવા પારકા પુરૂષ પાસે જાય છે, તેને પલંગપર સુવું, નરમ બીછાનું ને પોતાનો સ્વામી એ સઘળા વાનાં ગમતાં નથી જેનું છિનાળા ઉપર ચિત્ત લાગ્યું તે સ્ત્રી પોતાના કુળની લાજ, લોકો ભુંડું કહે તે, પોતાના શરીરને ધકકો લાગશે વિગેરે કાંઇ જોતી નથી પછી રૂડકી બાવાને લઇને ઘેર ગઇ અને આસન આપીને બાવાજીને કહ્યું કે મહારાજ! હોશિયારીથી રહેજો. મારે કાંઇ કામ છે. તે તરત જઇ આવું એમ કહી ઘરમાં ગઇ, સોળેસણગાર સજી બની ઠનીને પોતાના યારને મળવા બહાર નીકળી. એવામાં દારૂપીને ઝુલતો ને લથડીઆ ખાતો ખાતો રસ્તામાં પોતાનો માટી સામો આવે છે. તેને જોઇને નાસતી નાસતી પાછી ઘેર આવી. અને સુંગાર ઉતારી નિરાંતે બેઠી છે, ઉકલો તેને નાસતી જોઇ તે વારે તેને ભારે ક્રોધ ચડયો અને ઘેર આવતા વેંતજ તેને પુછે છે જે રાંડ ક્યાં ગઈતી, ક્યા માટી પાસે ગઈ હતી? તે સાચે સાચું કહી દે. તે બોલી કે, રે રે પીટીઆ હું ક્યાંઈ નથી ગઈ તું દારૂ પીને એ શું બકે છે. શરમાતો નથી? છાકટો થઇ લથડીઆ ખાતો

ભાન વગર બકયા કરે છે. એમ એક બીજાને ઘણી ઘણી લડાલડી ચાલી, એટલેથી પણ બંધ ન વળતાં છેવટ મારા મારીપર આવ્યા, તેમાં ઉકલે દારૂના આવેશમાં ૨–૪ લાકડી એવા તો જોરથી મારી કે સ્ત્રી નરમ પડી તેમ તેમ ઉકલો જોશમાં આવ્યો. ને છેવટ ઓટલાના થાંભલા સાથે બાંધી મુકીને પછે પોતે સુવા ગયો કેટલીક રાત ગયા પછી તેના રોજના નિયમ પ્રમાણે જઈ શકાયું નહીં પણ જવા માટે અનેક પ્રકારની ગોઠવણુ કરી જાઉં તોજ ખરી એવો વિચાર કરે છે. બીજી બાજુ તેને વહાલો યાર મોડી રાત સુધી રાહ જોઈ બેઠો છે, અને છેવટે તે નજ આવી ત્યારે તેની બેનપણી વાણુહાણી કુટણીને તેડવા મોકલી તે આવી સંકે-તથી કહે છે. રે બેન તેં આ શું કર્યું. યાર તારી વાટ જોતો કયારનો બેઠો છે. તો હવે તરત ચાલ એટલે તે બોલી, રે બેન મારી તો આ દશા છે, હું કયારની ઘણી આવવા વિચાર ગોઠવું છું. પણ પીટાએ મારીને મારાં હાડકાં ભાગી નાખ્યા છે, એના વેદનામાં કાંઇ સુજતું નહોતું. હવે તું આવી એટલે બધી પંચાત મટી. હવે તું કહે તેમ કરૂં. પણ મારા રડયાને ટુંકો કર્યા પછી બીજી વાત કરજે. એટલે કુટણી બોલી કે, એમ તેનું કામ કાઢી નાખવા તારો વિચાર હશે તો તેમ કરતાં કેટલી વાર! પણ તે આ વખત નહિ કેમકે રાત ઘણી ગઇ. વળી યાર તારી વાત જોતો ઘણી-વારથી બેઠો છે. એટલે હું કહું તેમ કર. તને છોડી તારે ઠેકાણે મને બાંધી તું યાર પાસે સુખે જઇ રંગ રમી યારને રાજી કરી આવ પછી તેણે તેમ કર્યું અને કોલણુ યાર પાસે ગઈ. ઘડી બે ઘડી ગઇ એટલે ઉકલો ઉઠયો. અને બહારીને કહે છે અરે રાંડ! તું આજ પછી જો બહાર નહીં જશે ને સાચું બોલી કબુલો

નહી કરીશ તો તને છોડીશ. તે સાંભળી વાણુંદાણી કાંઈ બોલી નહીં કે, રખે મારો શબ્દ સાંભળશે તો ઓળખશે. ઉકલો તેને ફરી ફરી વારંવાર પુછે છે પણ સ્ત્રી કાંઇજ નથી બોલતી તે વારે વળી ફરી વિનવી બોલાવે છે તો પણ એકની બે ન થઇ તે વારે તેને ઘણી રીસ ચઢી ને ક્રોધના આવેશમાં છરી લઇ તેનું નાક કાપી નાંખ્યું, ને વળી પાછો સુવા ગયો. રૂડકી તેના માનીતા યાર પાસેથી દરખમેર પાછી આંવી પોતાની બેનપણી વાણું-દાણીને પુછે છે, રે બેન તને સુખશાન્તી છે ? તે બોલી નાક વગર સઘળું સારૂં છે. હવે મને અહીંયાથી છોડ કે હું મારે ઘેર જાઉં નહિતર બીજું કાંઇ ખોઇશ; પછી કોલણ રૂડકીએ તેની આસના વાસના કરી. દીલગીરી બતાવી તેને છોડીને પોતે બંધાણી થોડીવાર પછી રૂડકી કોલણ દુરાગ્રહ કરી પોતાના ધણીને હાંક મારી કહે છે કે અરે સુર્ખ તને ધિક્કાર છે, જે તું હું સરખી પતિવ્રતાને પણ છોડવી ચુકયો નહીં પણ યાદ રાખજે કે હું જે ખરી છઉં તો આ વખત તને પારખું બતાવું છું, ઓ ઇશ્વર જગતકર્તા દેવતાઓ. સુર્યનારાયણ, આપની સાક્ષીએ જો મેં પારકો પુરૂષ મનમાં લાવી તેનાથી ભાષણ કરેલ હોય તો મને બાળીને ભસ્મ કરો. નહી તો મારૂં નાક જે આ મારા દુષ્ટ પતિએ કાપ્યું છે તે પાછું તેમનું તેમ થાઓ. એમ મોટા જોરથી બોલી ઇશ્વરની પ્રાર્થના કરવા લાગી હોય તેમ ઢોંગ કરી ઉકલાને કહે છે કે અરે પાપી ! હવે જો મારૂં નાક તેમનું તેમ થયું કે નહીં, તું મનમાં શું જાણે છે. અરે દુષ્ટ હું ચાહીશ તો એક પલકમાં બાળી ભસ્મ કરૂં એવું, મારૂં પતિવ્રતાપણાનું સત્ય છે તેવારે ઉકલો દીવો લઇ જુવે છે. તો તેનું નાક પહેલા સરખું

દીઠું ત્યારે અચરત પામ્યો અને તેને છોડીને પગે પડ્યો અને ઘણી આજીજી કરી માફી માગી બોલ્યો કે અરે તું સતી ખરી. મને કાંઇ ભ્રાંત રહી નહી. તને મેં નાહક દુઃખ દીધું તેને માટે મારો ગુન્હો માફ કરજે, ફરીથી તારી વાત કોઇ દીવસ નહીં. કરૂં ને તને છેડીશ નહીં, તારી મરજી પડે તેમ કરજે. આ સઘળી બીના પેલો બાવો જે એક રાત માટે પરોણો થઇ આવ્યો તેણે આ બધો તમાસો જોઇ કહે છે કે સ્રીના ચરિત્રો અપાર છે એને કોઇ કળી શકે નહિ. માટે સ્રીઓની સાથે ઘણો સ્નેહ રાખવો નહિ, ઘણી સત્તા આપવી નહી, તેના ભરોસાપર કાંઇ કામ કરવું નહિ. જે પુરૂષ સ્રીના વિશ્વાસથી એટલે સ્રી લંપટ થાય છે. તેની શોભા તે પાછી રહેતી નથી, સિંહ સરખા વિકાળ અને હાથી સરખા મ્હોટા, તેવા જે મ્હોટી બુદ્ધિના પુરૂષોને પણ સ્રીએ હલકા ગણ્યા છે એવો બેઠો બેઠો વિચાર કરે છે. આણીગમ પેલી વાણંદાણી કુટણી પોતાને ઘેર ગઇ અને વિચાર કરવા લાગી કે હવે શું કરવું ને મારા ધણીને શું કહીને મોહડું કેમ દેખાડું એ છુંપું કંઇ રહેશે નહીં એવો વિચાર કરે છે એટલામાં મળસકું થયું ને તેનો ધણી વાણંદ ઝાડે જંગલ જઇ આવી દાતણ પાણી કરે છે તેટલામાં હજામત કરાવનારા બેચાર આડકો તેડવા આવ્યા કે વાળંદ લુગડાં પહેરી બારણા આગળથી પોતાની બાઇરીને કહ્યું કે અરે સાંભળે કે મારી કોથળી લાવ મારે કામે જવું છે. તે સાંભળી વાણંદીએ એક અસ્તરો લાવી આપ્યો તે જોઇ તેને ઘણી રીસ ચઢી ને તે અસ્તરો તેના અંગ ઉપર ફેંકી દઇ બોલ્યો કે, અરે રાંડ! મેં કોથળી માગી ને તેં અસ્તરો લાવી આપ્યો એથી શું તારૂં નાક કાપું એ વેળાએ તે

વાળંદાણી ઘરમાંથી પોકાર કરતી બહાર નીકળી અને લોકોને કહે છે કે, અરે જુવો જુવો આ પાપી પીટયાએ મારૂં નાક કાપ્યું, હાય હાય! હવે હું શું કરૂં! મને તમે એના હાથથી છોડાવો, નહિ તો એ મારો જીવ લેશે, તે સાંભળીને લોકો દોડયા ને મોટો ઘોંઘાટ થતાં ઘણાં માણસો ભરાણા ને સરકારી માણસ પણ આવ્યાં તેઓએ તે વાલંદને પહેલાં તો સારી પેઠે સોટા બાજી કરી પછી બાંધીને રાજા પાસે લઇ ગયા તે વારે રાજાની સભાના બેસનાર અમીર ઉમરાવ અને મુત્સદીઓ તેને પુછે છે? રે મુર્ખ દુષ્ટ, તેં વગર ગુને આ સ્ત્રીનું નાક શા માટે કાપ્યું? વાલંદે આ ગુનો કર્યો ન હોતે અને તેની ઉપર અકસ્માત તોહમત આવતાં ગભરાટમાં વિચાર કરવા લાગ્યો કે હવે શો ઉત્તર આપવો, એમ વિચારમાં મુઢ જેવો બની ગયો છે કંઇ બોલતો નથી તેટલામાં સભાસદો કહેવા લાગ્યા કે સાહેબ આ ગુન્હેગાર છે માટે તેને શિક્ષા આપવી જોઇએ, આથી તે નિરપરાધીને લાંબી મુદ્દત કેદ તથા દંડના બંને શિક્ષા ફરમાવી આ બધી બીના કોળીને ત્યાં બનેલી અને પોતે બાવે જોએલી તેથી તે નિરપરાધી વાલંદની ઉપર ગુજરેલા જુલમની દયા ખાતર રાજાની સભામાં સવિસ્તર હકીકત જાહેર કરી જેથી રાજસભાએ તેના પુરતા પુરાવાથી નિર્દોષ વાલંદને છોડી દીધો અને તેની સ્ત્રી કુટણી વાલંદણીને ગુનેગાર ઠરાવી બીજી શીક્ષા નહિ કરતાં માત્ર ગામમાંથી કાઢી મુકી.

## વારતા ૧૦ મી.

### અમરસિંહ અને તેના સ્રી જારમતી.

રતુજમાં કેસરીસિંહ ને અમરસિંહ નામના બે ગરીબ રાજપુત ભાઇઓ રહેતા હતા. અમરસિંહનું સાસરૂ મણીપુરમાં હતું. તેની સ્રીને હજી આણું કર્યું નહતું. તેના મોટા ભાઈ કેસરીની સ્રી ઘેર રહેતી હતી તેથી રસોઈ પણ તે કરતી હતી. એક દીવસ બંને ભાઈઓ જમવાને બેઠા હતા, તે વખતે કેશરીની સ્રી કાન્તિમતિ કરી પીરસવા આવી તેને જોઈ અમરસિંહે કહ્યું, ભાભી ? આજ કોઇ કઢી સારી થઇ નથી. ભાભીએ છણકો કરી કરડાકીમાં કહ્યું દીયરજી ? સારી કઢી મારી દેરાણી છમકારીને મુકશે. અમરસિંહને ભાભીનું મ્હેણું પગથી તે માથા સુધી લાગ્યું તે તરતજ હાથ ધોઇને ઉભો થયો અને પોતાના વાર્યા છતાં એકદમ ઘોડો લઇ પલંગી ચાલતો થયો. કેશરીએ પોતાની સ્રી કાન્તમતિને ઘણોજ ઠપકો દીધો અને પોતાના ભાઇની પછવાડે દોડયો, પણ અમરસિંહ ગયો તે ગયો.

જ્યાં રેવંત પલાણ્યા, સાસરે તેડવા જાય.
ઝટપટ વહેલાં પધાર્યા મન ખરી વમાસણ થાય.

અમરસિંહ ઘોડેસ્વાર થઇ પોતે સસરાના શહેરમાં ગયો. સસરાને ખબર પડી કે જમાઈ આવે છે. તેવોજ તે સામે આવ્યો અને ઘણા આદર સત્કારથી પોતાને ઘેર તેડી ગયો, જમાઇને પોતાના અલાયેદા દીવાનખાનામાં ઉતારો આપ્યો અને કસુંબા પાણી વીગેરે પાઇને જમાઇની ખાત્રી કરી, તેણે પોતાની સ્રીને કહ્યું કે આજ જમાઇ પધાર્યા છે માટે રસોઈની તઇયારી કર,

સાસુએ તરતજ બતરીસ રસોઇ કરી તેત્રીસ શાક કર્યાં. રાઠોડ, જમ્યો, અને રાત પડી કે પોતે મેડી ઉપર સુવા ગયો, તેની પછ-વાડે તેની સ્ત્રી જારમતી આવી, ને પલંગપર બેઠી, અમરસિંહ જાગતો પડી રહ્યો પણ સ્ત્રીની પરીક્ષા જોવાને પોતાના મોં ઉપર કપડું ઢાંકી કપટનિંદ્રા કરી સુઇ રહ્યો ! બાઇડીએ તેના ઉપરથી પછેડી કાઢી નાંખીને જોયું તો પોતાના પતિનાં નસ્કોરાં બોલતાં માલમ પડયાં બાઇડીને વ્યભીચારનો ચડસ ઘણો હતો તે કોઇ લક્કડનાથ બાવાની સાથે તન મન થઇ હતી. પોતાનાં પતિના આવવાને લીધે અત્યાર સુધી તે તેની પાસે જઇ શકતી નહતી. તેથી તેનું મન ઘણુંજ આકુળ વ્યાકુળ થઇ ગયું અને જ્યારે તેણે જાણ્યું કે ઠાકોર અમરસિંહ ઉંઘે છે, ત્યારે એણે ચુપચુપ બાવાજી લક્કડનાથને મળી આવવા ઠરાવ કર્યો, કેમકે જો હું આજ નહિ મળીશ તો કાલે મારે સાસરે જવું પડશે તો બાવા લક્કડનાથનો વિજોગ રહી જશે એમ વિચાર કરી તેણે વીરકાછ વાળ્યો અને એક ખુણે પોતાના પિતા હમિરસિંહની ઢાલ ને તરવાર હતી તે હાથમાં લીધી, ને સરર કરતી નીસરણી ઉતરી કરરર કરી દરવાજાની સાંકળ ઉઘાડી મહેલ બહાર નીકળી. અ-મરસિંહ જાગતો હતો. તેણે મનમાં ક્યાસ કર્યો હું જોઉં તો ખરો કે એ ક્યાં જાય છે તે બાયડી શું કરે છે એવા વિચારથી તેણે પણ પોતાની બુકાની બાંધી દીધી અને કછોટો કશી હાથમાં ઢાલ તલવાર લઇને તેની પાછળ પડ્યો અંધારી રાત્રી હતી, બાયડી ચાલીને નગર બહાર નીકળી, વગડામાં આવી ત્યાં આ-સપાસ વગડાં કંસારીઓના ભયંકર અવાજ નીકળી રહ્યા હતા, કોઇ કોઇ વખત પવન આવતો, તેને લીધે ઝાડનાં પાંદડાં ખડખડતાં

હતાં તે સાંભળતા કાચાપોચાના મનને ભુતની અસર થયા સિ-
વાય ન રહે, એવું ભયભિત વેરાન વટાવી તે બાયડી આગળ
ચાલી. બાયડીની હિંમ્મતને માટે તેના ધણીના મનમાં ઘણાઘણા
વિચાર થતા હતા અને તેણે પણ તે જ્યાં જાય ત્યાં જવાને
મનસુબો કર્યો. આગળ જતાં એક મોટો વડ હતો ત્યાં આગળ
આવી, ત્યાં આગળ નવ ચોર બેઠા હતા તેમણે જાણ્યું કે આ
કોક આપણું ભક્ષ આવ્યું છે. તેથી તરત તેની સામા આવ્યા.
ઠાકોરે વેગળેથી ચોરને દીઠા તેવો તે ધ્રુપાતો ક્યાસ કરવા લાગ્યો,
કે રાંડ ક્યાં જવાની છે હવે એ શો પેચ લડાવે છે, એટલામાં
પેલા ચોર આવી જારમતીને કહેવા લાગ્યા કે તારૂં ઘરેણું ઉતા-
રીને અમને આપ, નહી તો તરવારનો ભોગ થા, જારમતીએ
કહ્યું ધીરા રહો હું મારૂં ઘરેણું આપું છું. એમ કહી તેણે પો-
તાનું સઘળું ઘરાણું કહાડી આપ્યુ, તેણીએ જરીયાનનો ચણીયો
પહેર્યો હતો. તે ઉપર ચોરની નજર પડી અને બોલ્યો કે આ
ઘાઘરો કોના સારૂ રાખ્યો છે ? કહાડી આપ તે બોલી વીરા !
હું અબળાનો અવતાર છું. માટે તમે આડું જોઇને ઉભા રહો
તો કાઢી આપું, તે સાંભળી ચોર પુંઠ કરીને ઉભા કે તેણે તર-
વાર કહાડી નવના માથા ઉડાડી દીધાં, તે જોઇ પેલો ઠાકોર
અમરસિંહ કંપવા લાગ્યો કે આ બાયડી શું ન કરે.

ચોરોને મારી પેલી સ્ત્રી જારમતી પાછું પોતાનું ઘરાણું
સજીને આગળ ચાલી, ત્યાં એક સાંકડી નહેર આવી તેની અંદર
વચ્ચોવચ મોટો વાઘ બેઠો હતો. ઠાકોરે જાણ્યું કે હવે રાંડનો
સપાટો નીકળી જવાનો છે અને તેને તેના પાપની શીક્ષા કરવાને
ઇશ્વરે આ વિકાળ તેના કાળને પ્રેર્યો છે. હમણા મારી નાંખશે;

તો તો ટાઢે પાણીએ ખસ જશે. શું એનો પીર આવે તો પણ તે ઉગરે કે, એમ વિચાર કરે છે, એટલામાં બાઇડીએ તરવાર ખેંચીને બીજા હાથપર રૂમાલ વિંટીને વાઘને હાકોટયો હડ કુતરા રસ્તો દે. વાઘ બરાડતો તેના ઉપર ધસ્યો, તેવોજ બાઇડીએ તેને એકજ ઘાથી પુરો કરી નાંખ્યો ઠાકોર અજાયબ થઈને બોલ્યો, અરે ! રાંડ તો અહીંયાં પણ ન મરી. પછી તેણે નિશાની રાખવા વાઘના કાન કાપી લઇ પોતાની ઢાલના ભંડારીયામાં મુક્યાં ને પાછળ ચાલ્યો.

આવી બહાદુરીથી વાઘને ઠાર કરીને રજપુતાણી આગળ ચાલી ત્યાં મહી નદી ચારે કાંઠે ભરાઇ છે બાવા લક્કડનાથની મઢી સામે કાંઠે છે. તેથી નદીમાં ચઢતું પુર જોઇને જારમતી વિચાર કરતી ઉભી, તેનાં ધણી અમરસિંહે જોયું કે હવે તેની હિંમત રહેવાની નથી, આટલી વખત તો તેને લાગતું નથી, પણ એટલામાં તો સ્ત્રીએ તરવારને પોતાના દાંતમાં ઘાલી અને ઢાલને પોતાના હાથમાં ઝાલી જયમતી કહીને નદીમાં પડતું મુક્યું. સડેડાટ તરીને સામે કાંઠે ચાલી ગઇ, ઠાકોર તેની પાછળ જ્યાં બીજો ઉતાર હતો, ત્યાંથી નદી ઉતરી ચાલ્યો અને ઝટપટ તે સ્ત્રીની પાસે જઇ પહોંચ્યો. નદીપાર ખેતરવા ઉપર બાવા લક્કડનાથની મઢી હતી, ત્યાં પેલી સ્ત્રી આવી, અને ઝાંપો ઉઘાડવા ધાંટા કહાડયા બાવા લક્કડનાથે કહ્યું કે રાંડ અબી આઈ ? જારમતી બોલી–મારાજ મારો ધણી મારૂં આણું કરવા આવ્યો છે. તેથી વાર થઈ, બાવા લક્કડનાથે કહ્યું–કુછ ફીકર નહી, ભાંગ રગડ, એસર મેરેકુ, પીલા. પછી ભાંગ ઘુંટી અને બાવાજીને પાઇ અને ગાંજો પણ ચલમ ભરીને પાયો. પછી બંને જણાં રંગ-

રાગની વાતો કરતાં પલંગમાં સુઇ રહયાં, ઠાકોર જેવી સ્ત્રી પેઠી તેવોજ વાંસે વાંસે ગુપચુપ મઢીમાં દાખલ થયો, અને બાવા લક્ષ્કડનાથની ખાટલી નીચે ધીરો રહી લાંબો થઇ ભરાઈ બેઠો. જ્યારે તેણે જાણ્યું કે બંને જણ ઉંઘમાં પડયાં છે. ત્યારે તે તરવાર ખુલ્લી કરી સાચવીને ઉભો થયો, અને બંન્નેને ઝટકાવ વાનો ઇરાદો કર્યો પણ સ્ત્રી હત્યા ન કરવાનો વિચાર આવ્યો તેથી ધીરે રહીને બાવાનું ગળું કાપી નાખી નજીકમાં એક તાડનું ઝાડ હતું, તેની ટોંચે ચઢી બેઠો, થોડીવારે બાવાના લોહીના વહે- વાથી સ્ત્રી જારમતી જાગી ઉઠીને આસપાસ જોવા લાગી તો કોઈ મળે નહી. તે ચારે દીશાએ ચાર ચાર કોસ સુધી મારનાર ને ખોળવા ફરી કોઇ ન દીઠું ત્યારે તે નીરાશ થઇ અને નદી માંથી જળ હાથમાં લઇ બોલી—હે બાવા લક્ષ્કડનાથ ! ચારે કાંડે આ વખતે તને મારનારો મળે તે વારે તારૂં વેર ન લઉં તો હું રજપુતાણી નહિ,

> **'કીણુ મારા હૈયાં હર્યાં કીણુ કીધી કેડ,**
> **પત રાખું પાંચાળ તણું, શીશ કાપું શમશેર.**

પછી કૃત સંકલ્પ કરીને હો હો ! કરીને ચોગરદમ તરવાર ફેરવવા માંડી એટલામાં તેથી તેનો બે તસુ કકડો ફડીને ઠાકોર અમરસિંહ જ્યાં ઝાડ ઉપર બેઠો હતો ત્યાં તાડખામાં ભરાઇ ગયો પછી બાવાને લઇને દાટવા ગઇ ત્યારે રજપુતે પેલી તલવારનો કકડો કહાડીને પોતાની ઢાલના ભંડારીઆમાં મુકી છાનોમાનો ત્યાંથી સ્ત્રીની આગમચ નદી ઉતરી આવ્યો, તેણે પોતાની તરવાર ધોઇ નાખી અને ઘર આગળ આવી તાપ કરી હાથ અને પગ તપાડી પાછો તે ઢોલીયામાં ઉંઘવાની માફે સુઇ રહ્યો થોડીકવાર.

કેઇ સ્ત્રી આપી અને તેને શક પડ્યો કે વખતે ધણીએ તો નહી માર્યો હોય ! તેથી જામતિએ પીછોડ ઉચકી તેનું અંગ તપાસ્યું. તો અંગ રૂનું દીઠું જેથી તેને કાંઇ શંકા રહી નહી. પછી જામતી પણ તેની સાથે સુઇ રહી બીજે દીવસે સવારમાં અમરસીંહ એકદમ સ્ત્રીને લીધા વીના પોતાને ઘેર ચાલ્યો ગયો, ઘેર આવ્યો ત્યારે કાંતિમતિ ભાભીએ પુછ્યું કે મારી દેરાણી ક્યાં ? ત્યારે અમરસિંહ કહે છે કે ભાભીજી, એ સ્ત્રી કશા કામની નથી. ભાભી કહે કેમ કામ નથી ? તેનો વાંક હશે કે નહિ ? કાંઇ ખોળ પણ જોઈ. તે સાંભળી પોતાને બળતા પેટે બોલ્યો.

**એ ભાભી ના દીઠી ખોડ કે ના ખાપણ જાણુ,**
**એ સ્ત્રી ઘર લાવીએ નિશ્ચે ઉપજે હાણુ.**

તે સાંભળી ભાભી સમજી તો ખરી પણ તેના મોંથી અથથી ઇતિ સુધી કહેવરાવવા પુછ્યું કે શું થયું તે તો કહો પછી મર્મમાં બોલજો. હું તો મર્મમાં સમજતી નથી ત્યારે ઠાકોરે અથથી ઇતિ સુધી સ્ત્રીની સઘળી વાત કહી સંભળાવી ભાભીએ કહ્યું હશે હોય ફીકર નહિ તેને ઘર આગળ તેડી લાવો, તેના પેટથી જે પુત્ર થશે તે બાદશાહથી તરવાર બાંધે એવા જોરાવર થશે.

**હરામી ગાયકો બછેરો, છિનાલ રાણકો પુત્ર,**
**એ બેઉ અવતરે તો બાદશાહ શું કરે જુધ,**

અમરસિંહ ભાભી કાંતિમતિનું કહેવું અંગીકાર કર્યું અને ત્યાં સાસરે જઇ જામતીને આણું કરી પોતાને ઘેર તેડી લાવ્યો, તેમણે ઘર સુખ માંડ્યું, કેટલીક મુદત પછી તેને પેટે અમરસીંહના ત્રણ પુત્ર થયા, તેમના અજીત, વીજય અને જોરાવર એવાં નામ પાડ્યાં એમ કરતાં ઠાકોર અમરસિંહ પંચાવન વર્ષના ને ઠકરાણી

જાદમતી પચાસ વર્ષના થયાં ત્યારે એક દીવસ ઠાકોર અમરસિંહ ન્હાવા બેઠા તે વખતે તેણે પોતાની સ્ત્રી જાદમતિને કહયું કે જરા ઓરડામાંથી મારૂં ફેંપાડું છે તે આપોને ! સ્ત્રી ઓરડામાં લેવા ગઈ તો કોઠીઓના ગાળા વચમાળે એક બીલાડી અંધારે બેઠી હતી, ને પોતાના ડોળા ચનિયોના જેવા ઝગમગાવતી હતી. તે જોઈ સ્ત્રી એકદમ બીની–બાધીરે મારા બાપ ! એમ બુમ મારી પાછી ફરી સ્ત્રી ચરિત્ર કરી ઓશરીમાં ધ્રુપ લઇ પડી, ઠાકોરને આ વખતે તેનું અગાઉના શુરાતનનું સ્મરણ થયું અને એકદમ ખડખડાટ હસી પડયો, તે બોલ્યો કે શું ? આ સ્ત્રી ચરીત્ર શા કરો છો ? રજપુતાણી બોલી–હું તો ઓરડામાં જનાર નથી મને બીલાડી કરડે છે ને બીક લાગે છે, એમ જયારે સ્ત્રીએ વધારે નાજુકાઈ દેખાડવા માંડી ત્યારે તેનાથી રહેવાયું નહિ અને તે એકદમ ગુસ્સામાં બોલી ઉઠયો—

**વાઘ વડારણ જલ તરણ, નવશિષ કાટયા જેહ;**
**આજ માંઝારે બીવરાવીયાં, વહુ વીમાસણ તેહ;**

તે સાંભળી જાદમતી ચેતી ગઇ તે ભોઠી પડી પણ હિંમત ધરીને બોલી–સ્વામીનાથ તમે શું કહો છો ? મને સમજણ પડતી નથી. તમે કહો છો એ વાત તદન ખોટી છે અમરસિંહે કહ્યું કે ખોટી હોય તો મેડા ઉપર મેં તે દીવસની ઢાલ તરવાર છાંડી મુકી છે તે લાવ અને ભંડારીઆમાં જો વાઘનો કાન અને તરવારનો કડકો પડયો છે કે નહિં ? સ્ત્રી ઉપર ગઈ અને જોયું તો ભંડારીયામાં વાઘનો કાન અને તરવારનો કકડો બંને દીઠાં તે જોઈ તેને હાડે હાડ વ્યાપી ગઈ કે મારા ભોગી લક્કડનાથનું ખુન એણેજ કર્યું માટે હવે એને આર્યા શીવાય છોડવો નહી

એમ કહી એજ તરવારે તે ચંડાલણીએ પોતાનોપતી પુંઠ ફેરવીને પોતીયું પહેરતો હતો તેવામાં તેનુ માથું ઉડાવી દઇ પોતે બુમ પાડી કોઇ આવો રે આવો ! " હાય હાય ? મને ભીખ માગતી કરીરે મારા બાપ ! " તે સાંભળી લોકો ભરાઈ ગયાં, ત્યારે તે બોલી કે હવે મારે જીવવાનું કામ નથી જ્યાં મારો પતિ ત્યાં હું મારે એની ચીતા ખડકો તેનાભેગી હું બળી મરીશ, સતિને જોવાને આખું ગામ નગર ભરાયું અને પોતાના ધણીને ખોળામાં લઇ ચેહ ખડકી બળી મુઈ ! ! !

## વાર્તા ૧૨ મી.

### મલુકચંદ અને ઉજમવહુ.

ઉજ્જન નગરીમાં વેલચંદ નામે મહા ધનાઢય વાણીઓ રહેતો હતો. તેને મલુકચંદ નામે એકનો એક દીકરો હતો. તેને પોતાના જેવાજ શાહુકારને ત્યાં પરણાવ્યો હતો. તેથી તેની વહું પણ ઘેર હતી તેની વહુનું નામ ઉજમવહુ હતું, બાપ દીકરાને રહેવા જુદા જુદા પાસેજ ઘરો હતાં મલુકચંદ અને ઉજમવહુ બંને ભરજોબનમાં હતાં, તેઓ બંને વચ્ચે ઘણી સારી પ્રીતિ હતી અને તેમાં ઉજમ વહુનું પ્રધાન્ય વિશેશ હતું તેણે પોતાના ધણી મલુકચંદને વશ કરી લીધો હતો એટલે સુધી કે વહુ જે કરે તે ઘણુંજ ખોટું હોય તો પણ તે મલુકચંદને કરવું પડે આથી ઉજમવહુ સ્વતંત્રપણે વરતતી હતી.

એક વખત બન્ને બાપ દીકરો વેપાર સબંધી ઘણા જરૂરી કામ પ્રસંગે વિદેશે ગયા. પાછળ ઉજમવહુ અને તેની સાસુ એકલાં રહ્યાં ઉજમવહુ નિરંકુશપણે પોતાના માનીતા યારને હરરોજ ઘરમાં બોલાવી જારકર્મ કરતી હતી, એ કામ તેની

સાસુના જાણવામાં આવતાં પોતાની વહુની હલકી ચાલને ધિકારી અવગણના કરવા લાગી, અને ઘણોજ ઠપકો આપ્યો વહુએ તે ન ગણકારતાં ઉલટી કહેવા લાગી, કે જેવાં છો તેવાંજ બીજાને પણ જાણો છો, આ પ્રમાણે કેટલાએક અપશબ્દો પોતાની સાસુને કહી ઘણીજ ધમકાવી જેથી સાસુને રોસ થયો અને ક્રોધના આવેશમાં બોલી કે એ કુંભારજા વહુને તેના યાર સહીત પકડી તેનું નાક ચોટલો કપાવી ડામ દેવરાવી કાઢી મુકાવું તોજ હું ખરી એમ તેના અંતઃકરણમાં ઠસી આવ્યું તેથી તે દરરોજ લાગ જોવા લાગી, આણી તરફ ઉજમવહુ પોતાનું પરાક્રમ બતાવવા ગોઠવણ કરવા લાગી આ વાતને થોડા દિવસ વિત્યા બાદ ઉજમવહુ નદીએ લુગડાં ધોવા ગઈ ત્યાં કોઇ છેલ પુરૂષ મુસાફર મળ્યો. તેની સાથે હાવભાવથી પ્રીતિ કરી તેને પોતાને ઘેર તેડી ગઇ ને તેની સાથે ખુબ રંગ રમી રાત નિરગમન કરી આ વાતની સાસુને મોડી રાતે ખબર થતાંજ પોતાના પાડપાડોશી વિગેરે ઘણાં લોકોને એકઠાં કરી કહ્યું, કે આ કુભારજા વહુએ પોતાના યારને ઘરમાં ઘાલ્યો છે, માટે પુરતો તપાસ કરી એ કુંભારજા વહુની વલે કરાવી અને તેના યારને પકડી સરકાર સ્વાધીન કરીએ એમ વિચારી એકમેકને પુછે છે આ કોલાહલ બહાર થતો જોઇ ઉજમવહુએ પોતાના યાર પાસે ઝટ બે કાગળ લખાવ્યા તેમાં એકમાં પરદેશ ગએલા બાપ દીકરો વહાણ સમુદ્રમાં ડુબતાં મરણ પામ્યાના ખબર લખાવ્યા ને બીજામાં બાપ દરિયામાં ડુબી મરણ પામ્યો. પણ દીકરો બચી કુશળ છે તે થોડા દિવસમાં આવશે એ પ્રમાણે કપટથી બન્ને કાગળો રચી પેલા યારને આપી તેના સાથે શીખવ્યું કે, બાપ દીકરાના મર-

બુનો કાગળ બહાર લોકો ભેળાં થયાં ત્યાં મારી સાસુને આપજે
ને કહેજે કે હું કાસીદ છું ને કાળાખાડી લઈ આવ્યો છું એમ
કહી તેના હાથમાં એ કાગળ આપ અને પછી એ કલાકે પાછો
દીકરો કુશળ છે, પણ બાપ મરી ગયો એવો બીજો કાગળ છે
તે વેશ પલટો કરી તરકટ જણાય નહી તેમ પહોંચાડજે, એમ
કહી યારને ફાટેલ કપડાં પહેરાવી કાસદને વેશે કાગળ હાથમાં
લઇ બહાર નીકળ્યો કે લોકોએ તેને પકડયો, પેલે યારે કાગળ
બતાવી કહ્યું કે હું કાસદ છું અને કાગળ લઇ આવ્યો છું તે
તમે વાંચો, આ પ્રમાણે કાળાખડીનો કાગળ આપવાથી લોકો
ધીમા થયા, પણ કાગળ વાંચી જોતાં બાપ દીકરો બનેના દરિ-
યામાં ડુબી ગયાના માઠા સમાચાર જાણી ત્યાં ભેગા થયેલા
લોકો ત્રાય ત્રાય કરી કલ્પાંત કરવા લાગ્યા, અને ઘણી દીલગી-
રીથી કહેવા લાગ્યા કે હાય હાય! ડોશીને અને ઉજમવહુને રખ-
ડાવ્યા; બહુ બુડું થયું? ડોશીએ તથા ઉજમવહુએ હાયપાટ કરી
મુકી, ચોટલાના વાળ હાથેથી ઉખેડવા લાગ્યાં આ વખતનો
દેખાવ ઘણો કમકમાટ ભરેલો હતો, ભેળાં થએલાં સર્વ લોકો
શોકાતુર ચહેરે દીલગીરી કરતા ઉભા છે; તેની સમક્ષમાં ઉજમ-
વહુએ જાહેર કર્યું કે, મારે મારા ધણીની પાછળ બળી મરી સતી
થવું છે, હવે મારે જીવવું એ ધિક્કાર છે. વહુ સતી થવાનું કહે
છે તે સાંભળી સાસુએ પણ કહ્યું કે મારે પણ જીવીને શું કરવું
છે, મારે ચીતા ખડકી બળી મરૂં. આ સાંભળી લોકોમાં ભારે
શોક પેદા થયો, તેઓ આ સાસુ વહુને વારવા લાગ્યાં પણ શુદ્ધ
સતી ઉજમવહુ એકની બે ન થઈ, ને ત્રાય ત્રાય કરી સ્મશાનમાં
જે અંબે કરતાં ચાલ્યાં. સ્મશાનમાં બે ચીતા ખડકાવી તેમાં પ્રથ-

અની ચીતામાં સાસુએ બેસી અગ્નિદાહ દેવરાવ્યો ને ઉજમવહુ ચીતામાં પડવા જાય છે કે તેના પ્રથમના કાવતરાના સંકેત પ્રમાણે કાસીદ કાગળ લઇ હાજર થયો, ને વાંચી જોતાં જણાયું કે બાપ બુડી ગયો પણ દીકરો મલુકચંદ બચી કુશળ છે તે થોડા દીવસમાં ઘર તરફ આવશે આ સમાચારથી લોકો રાજી થયા, અને કહેવા લાગ્યા કે વેલચંદ શેઠનું બહુ બુરૂ થયું, પણ દીકરો મલુકચંદ બચ્યા એટલે તેનો બાપ તદ્દન મા નશીબદાર ગણાય, આ કાગળથી ઉજમવહુ કે જે પતિવ્રતા હતી તેને બળતી અટકાવી અને તેની સાસુ બળી ગઇ ડોશી બળી મરવાથી ઉજમવહુને તેના તદ્દનું સાલ આળસી ગયું. એટલે વળી તે નવા નવા યાર સાથે ઇશક માની મોજ ભોગવવા લાગી. એવામાં થોડા દીવસમાં વેલચંદ તથા મલુકચંદ બંને બાપ દીકરો પરદેશથી કમાઇ પોતાને ઘેર આવ્યા. આ બંનેને હયાત દેખી લોકો આશ્ચર્ય પામ્યા ને કહેવા લાગ્યા કે તમે બંને દરીયામાં બુડી ગુજરી જવાના માઠા સમાચારના કાગળ અહીં આવવાથી ઉજમવહુ તથા તેની સાસુ બંને બળી મરી સતી થવા તૈયાર થઇ હતી, તેવામાં બીજો કાગળ આવ્યો તેમાં મલુકચંદ કુશળ છે એવો કાગળ અહીં આવવાથી તેની સ્ત્રી ઉજમવહુ જીવતી રહી ને તેની સાસુ મલુકચંદની મા બળી સતી થઇ સ્વર્ગમાં ગઇ, આ સાંભળી બંને બાપ દીકરો ઘણા દીલગીર થયા પણ શું કરે નશીબની વાત, પરમેશ્વરના ઘર આગળ કોઇનો ઉપાય નથી, એમ કહેવા લાગ્યા. કોઇ દુશ્મને આવી રીતે ખોટું તરકટ કરી કાગળ લખ્યા એમ માન્યું.

## વારતા ૧૨ મી.

### વ્યભીચાર કરીને ચતુરાઈ કરીને કુમતી.

નનુશા ને ભગુશા બે ભાઇ વાણીઆ હતા, તેઓ ઘણી દુર્દશામાં હતા, તેમને રહેવાને નાની સરખી પર્ણકુટી હતી, જેથી બંનેને પોતાની સ્ત્રીઓ સાથે રહેવાનુ અનુકુળ પડતું નહોતું, તેથી તેનો ભાઇ ભગુશા રાતના પરવારી દુકાન ઉપર સુવા જતો હતો, અને મ્હોટો ભાઈ નનુશા પોતાના ઘરમાં પડી રહેતો હતો. ન્હાના ભાઇ ભગુશાની સ્ત્રી કુમતિ, પતિના વાળુ કરી ગયા પછી પોતે જમી કરી ચુલા અબોટ કરી વાસણ કુસણ માંજી દુકાન પર સુવા જતી. ત્યારે ઘરમાંથી નીકળીને યારને ત્યાં ઘડી બે ઘડી રહી વિલાસ કરીને, દુકાનપર મોડેથી સુવા જતી ! એમ ઘણા દીવસ સુધી ચાલ્યું, કેટલાએક દિવસ તેનો પતિ ભગુશા બોલ્યો નહી, પણ તેને કાંઇ શક પડયો ત્યારે સ્ત્રીને ધમકાવીને કહ્યું કે રાંડ ! આટલી બધી મોડી કેમ આવે છે ? સ્ત્રીએ કહ્યું મારો શો વાંક ? જ્યારે વાસણ કુસણ માંજીને પરવારૂં ત્યારે આવું કની ? ઘરનું સઘળું કામ મારે કરવું પડે છે. ભાભીજી કાંઇ ઓછોજ આડો હાથ દે છે. તે સાંભળી ધણીને ભાભી ઉપર ક્રોધ ચઢ્યો અને બીજે દિવસે જ્યારે સ્ત્રી નહતી ત્યારે ભાભીને કહ્યું તમે મારી બાઈડીને કેમ કનડો છો, અને એકલી પાસેજ કામ કરાવો છો ? શું એણે ચોરી કરી છે કે અડધી રાત્રી સુધી રોકો છો ? ભાભીએ કહ્યું કે કદી હું તો જુઠું બોલતી હઇશ એમ તમને લાગશે. પણ આને પુછો કે એ તો બેનીજ થાળી માંજીને જમ્યા પછી તમારી પછવાડેજ ચાલી આવે છે, ને કામ તો

સવણું હું કરૂં છું. પછી તો ગમે ત્યાં ભટકવા જાય તેની અમને શી ખબર? ડોશીએ પણ તેજ પ્રમાણે કહ્યું, ત્યારે ધણીને ખાત્રી થઇ ને કહ્યું કે જો એમજ હશે તો આજ હું કમાડ ઉઘાડનાર નથી એમ કહી દુકાને ગયો. રાત્રે જમવા આવ્યો ને જમીને દુકાને સુઇ રહ્યો, પણ અગીઆર વાગ્યા સુધી સ્ત્રી કુમતિ આવી નહી, ત્યારે તેની ખાતરી થઇ કે રાંડ ભટકવા જાય છે, પણ હુંજ ખરો? એમ કહી સાંકળ અટકાવીને માંહે પેઠો, બાર વાગ્યા ને સ્ત્રી કુમતિ કમાડ ખખડાવવા લાગી. ધણીએ કહ્યું રાંડ? હવે ઉઘાડનાર નથી, આટલા દિવસનું તારૂં કપટ આજ પકડાયું છે, માટે હવે તો તને બહાર રાખીશ ને સવારે બધાને ભેળા કરીને તારૂં નાક અને ચોટલો કપાવી ગધેડાપર બેસાડીને કાઢી મુકીશ. સ્ત્રી કુમતિએ કરગરીને કહ્યું એટલો ગુન્હો માફ કરો. એકવાર તો સરકાર પણ માફ કરે છે ને હવેથી હું નહિ કરૂં; પણ ધણીએ માન્યું નહી ત્યારે તેણે તેને ધમકી આપીને કહ્યું કે જો નહિ ઉઘાડો તો હું કુવામાં પડીને આપઘાત કરીશ, તો તમને સ્ત્રી હત્યા લાગશે. એમ કહીપાસેજ કુવો હતો તેમાં એક મોટો પથરો ઉંચકીને નાંખ્યો ને અંધારે કમાડ આમળ ઉભી રહી. પથરાનો ધબાકો ધણીએ સાંભળ્યો તેવો તે ગભરાયો, હાય હાય! ઘર ઘાલ્યું. હું તેની પુંઠે પડયો અને કમાડ ઉઘાડયું નહિ તેથી તેણે આબરૂ માટે કુવો પુર્યો હવે સરકારનો ગુન્હેગાર થઇશ એમ કહી કમાડ ઉઘાડી બહાર આવ્યો કે બાયડી ગુપચુપ માંહે પેશી ગઇ અને બારણું વાસી સાંકળ અટકાવી દીધી-પીટયા હવે જો સવારમાં તને ફજેત કરૂં છું! તેવુંજ ધણીએ જાણ્યું કે આ તો રાંડે કપટ કરીને મને છેતર્યો ત્યારે તેણે તેને કાલાવાલા

કરી કહ્યું કે દયા ડાકણને ખાય છે, અને તું આવી અધર્મી થાય છે, તું ઉલટી બહાર ગઇ ને હું તારા સારા માટે તારી અમસ્તી સહેજસાજ મશ્કરી કરતો હતો એટલામાં તેં મને કહ્યું કે હું કુવામાં પડું છું, તે તારો ધબાકો સાંભળીને હું તારી દયા ખાતર બહાર આવ્યો કે રખેને તારા જાનને નુકશાન લાગે, પણ તું આવું કપટ કરે છે, તે તને છાજતું નથી, આથી તારા ઉપર ઇશ્વરનો કેટલો બધો કોપ થશે. એનો વિચાર કર અને તું ઉઘાડ હવેથી હું કોઇને વાત કહેનાર નથી. પણ સ્ત્રી કુમતિના મનમાં કંઇ અસર થઈ નહિ. તે હસીને તેના પર ગાળોનો ઠોક પાડી કહેવા લાગી કે હું બહાર ગઈ તે માફ માગી પણ તેં ઉઘાડયું નહિ; તો તારૂં લાગ્યું, તું ભોગવ તું રોજ મારાપર આરોપ મુકે છે કે હું બહાર જાઉં છું, પણ સવારે સઘળા લોકો ભેગા થશે ત્યારે ખબર પડશે કે કોણ બહાર જાય છે. એમ કહી સુઇ ગઇ અને ધણી બીચારો ભગુશા ટાઢે ઠુંઠવાતો બહાર બેસી રહ્યો સવારે લોકો ભેગા થયા ત્યારે સ્ત્રી કુમતિ ફરિયાદ કરી કહેવા લાગી કે જુઓ ભાઈ રોજ મને કહે છે કે તું ફરતી ફરે છે, પણ મારા સુતા પછી તે રોજ અથડવા જાય છે. તેથી તેં કમાડ વાસી રાખ્યું છે, હવે એને શીખામણ આપો કે ફરીથી એવું કામ ન કરે, નહિ તો હું તેને સંઘરીશ નહી. તે સાંભળી ધણી ભગુશા શરમાઇ ગયો ને તે દીવસથી તેનું કળું મોં કરી સ્ત્રી કુમતીને કાંઇપણ બોલ્યો નહી ને જે થાય તે મુંગે મોઢે જોયા કરે અને સ્ત્રી રોજ નવા નવા બાર શીખ્યા કરે.

# વારતા ૧૩ મી.

## પ્રેમલાલ અને મણી.

રંગપુર શહેરમાં દીપચંદશા કરીને એક મોટો ધનાઢય વેપારી રહેતો હતો. તે ઘણો પૈસાદાર હતો તેની સ્ત્રીનું નામ સુકુમારી હતું, સુકુમારીને એક પુત્ર પ્રસવ્યો. તેનુ નામ પ્રેમલાલ પાડયું તે ત્રણ વરસનો થયો એટલે તેના પિતાએ એક બીજા શેઠની પુત્રી ચપળમતિ વેરે તેની સગાઇ કરી અને તેને જે ઘરેણું ચડાવ્યું તેમાં એક અમુલ્ય જાલ હતી તે જાલ પોલી હતી, તેમાં પોતાનો ખજાનો કયાં ડાટયો છે તેની ચીઠી કરીને અંદર ઘાલેલી હતી, વરસ બે એક પછી સોદાગરે પ્રેમલાલનું લગ્ન કર્યું. જ્યારે તે છોકરો આશરે છ સાત વર્ષનો થયો, ત્યારે તેના દુર્ભાગ્યને લીધે તેના પીતા દીપચંદ કોઈ બુરા રોગને લીધે સ્વર્ગવાશી થયો. તેના મરણ કેડે તેના મુનિમો અને મહેતાઓની દાનત પાક રહી નહિ, છોકરો ન્હાનો અને કોઇ બાબતમાં જાણે નહિ. તેથી તેમણે લાખો કરોડો રૂપીઆની રકમ ઉચાપત કીધી અને એ પ્રમાણે થોડી મુદતમાં શેઠની સઘળી મીલકતનો નાશ કર્યો સઘળું દ્રવ્ય ખુટી ગયું, અને સોદાગર દીપચંદશાની સ્ત્રીની માઠી અવસ્થા થઈ આ વખતે છોકરો આશરે દશેક વરસની ઉમ્મરનો થયો હતો, સુકુમારી સુતર વિગેરે કાંતી પોતાના ઘરનો નિરવાહ કરતી હતી છોકરો જ્યારે પુખ્ત ઉમરનો થયો ત્યારે તેને કોઈપણ રીતનો હુન્નર કરવાની તેના મનમાં ચાનક પેઠી, જેથી તેણે કોઇ બહારગામ નીકળી જવાનો ઠરાવ કર્યો જ્યારે તેણે પોતાની માની રજા માગી ત્યારે તેની મા બોલી કે બેટા ! તું આંધળાની આંખ પાંગળાનો પગ છું હું તારા વિયોગે

કેમ રહી શકીશ ? મેં તને મારી નજર આગાડીથી કોઇપણ દીવસ કહાડયો નથી તેથી મારા ગેઢેથી એવું કોઇપણ દીવસ કહેવાશે નહી. એમ કહી આંખમાં આંસુ લાવી રોઇ પડી, છોકરે દીલાસો આપી કહ્યું મા ! તું જાણે છે કે હવે આપણી કેવી દુર્દશા થઇ છે. ઈશ્વરે આપણા ઉપર કેવો કોપ કર્યો છે ? તો હવે ઉદ્યમ કર્યા વિના છુટકોજ નથી છોકરાનો જ્યારે અત્યાગ્રહ દીઠો ત્યારે તેની માને તેને રજા આપવાની ફરજ પડી છોકરો માની રજા લઇ મુસાફરી કરવાને ચાલ્યો જ્યાં રાત પડી ત્યાં વાસો રહેતો અને દિવસનો તે પ્રયાણ કરતો એમ કેટલેક દિવસે તે અનાયાસે તે પોતાના સસરાના શહેરમાં આવ્યો તેની સ્ત્રી ચપળમતિ ઉમ્મર લાયક થઇ હતી. તેને પોતાને સાસરેથી આણું આવ્યું ન હતું. તેથી યુવાવસ્થામાં તેની વૃતિ વ્યભિચાર ઉપર દોડી. તેણે એક કડીયારા માનસિંગ સાથે મહોબત બાંધી અને હમેશ છાના માના તેને ઘેર જવા માંડયું.

પ્રેમલાલ રાત્રે થાકયો પાકયો જઇને જોગજોગે તેના સસરાનેજ પડાળે સુઈ રહ્યો આશરે અરધીરાત્રે તેની સ્ત્રી ચપળમતી પેલા કડીયારા માનસિંહને ત્યાં જવાને માટે પોતાના હાથમાં ફાનસ લઇને બહાર નીકળી ત્યાં તેણે પોતાના ભરથાર પ્રેમલાલને સુતેલો જોયો, પણ તેની આંખે કામદેવનો અંધારો પડદો ફરી વળ્યો હતો તેથી ઓળખી શકી નહી તે તેને કોઇ વટેમાર્ગુ જાણી પોતાના હાથનું ફાનસ બતાવી ! કહ્યું કે—અલ્યા જો તું આ ફાનસ લઇ મારી સાથે આવીશ તો તને બે રૂપીઆ આપીશ પ્રેમલાલે તેની સામું જોયું કે ફાનસના પ્રકાશથી તેને ઝટ લઇને ઓળખી તો પણ તે છતો થયો નહી, હવે હું જોઉં તો

ખરે કે એ કયાં જાય છે ? ને ઉલટા બે રૂપીઆ મળશે એવા વિચારથી તે તેની જોડે ચાલ્યો અને પોતાના હાથમાં ફાનસ પકડયું જ્યારે તેના પેલા આશક માનસિંહ કડીયારાનું ઘર આવ્યું ત્યારે પેલી ચપળમતી સ્ત્રીએ તેના અજાણ્યા ધણી પ્રેમલાલને જણાવ્યું કે આ ઓટલા ઉપર બેસ હું તને પછી રૂપીઆ આપીશ. પ્રેમલાલે દીનતાથી કહ્યું કે બાઇ તમે અંદર જશો કે તમારૂં ચિત્ત કામમાં લાગશે જેથી મારા રૂપીઆ આપવા સાંભળશે નહી માટે મહેરબાની કરી મને હમણાંજ આપો તો ઠીક પણ ચપળમતિ પાસે રોકડા રૂપીઆ નહી હતા તેથી પેલી પોતાના કાનની ઝાલ કહાડીને આપીને બોલી કે જ્યારે હું અંદરથી બહાર આવીશ ત્યારે તને બે રૂપીઆ આપી આં ઝાલ પાછી લઇશ એમ કહી જેવી તે કડીયારા માનસિંહના ઘરની અંદર ગઈ કે પ્રેમલાલ ઝાલ લઈ પોતાના દેશ તરફ નીકળી ગયો અને તેની સ્ત્રી ચપળમતિની હકીકત પોતાની મા સુકુમારીને યથાસ્થિત કહી પેલી ઝાલ તેના હાથમાં આપી માએ કહ્યું કે બેટા એ વેચીને તું રૂપીઆ લઇ આવ કે જેથી આપણને વાપરવાના ઉપયોગમાં આવે. છોકરો તે લઇ નાણાવટીની દુકાને ગયો ત્યાં તેની કિંમત કરતાં વાંધો લીધો કે ઝાલ બાંગી તેમાં કાગળ છે કે લાખ છે તે માટે તપાસવું જોઇએ પછી છોકરાએ રજા આપી એટલે નાણાવટીએ તો બાંગી એટલે તેની અંદરથી એક ચીઠી નીકળી છોકરાએ આ ચીઠી લઇને વાંચ્યા વગર કસે બાંધી અને જે ઝાલના રૂપીઆ આવ્યા તે લઇને પોતાને ઘેર આવ્યો તેણે કસે બાંધેલી ચીઠી નકામી જાણી પોતાની એક બારીમાં નાંખી મેલી તેણે કેટલાએક દિવસ સુધી તો પેલા આવેલા

જાલના રૂપીઆ કરકસરથી વાપર્યા જ્યારે તે થઇ રહ્યા ત્યારે તેણે કાંઇ શોધવાને મસે પેલી બારી ઉઘાડી તો તેને જાલની અંદરની ચીઠી હાથમાં આવી. આ ચીઠી તેણે વાંચી તો પોતાની દોલતનું ઠેકાણું મળ્યું તેણે અમુક જગ્યાએ ખોદ્યું ત્યારે પાર વિનાનું તેને દ્રવ્ય જડયું. મહેતા મુનિમ વગેરે લોકોને રાખ્યા, બાપનો સરસામાન જે લોકોને વેચાતો આપ્યો હતો તે તેણે વ્યાજ સાથે આપી પોતે પાછો ખરીદ કર્યો આ વિષેની ખબર તેના સસરાને પણ મળી.

તેની મા સુકુમારીએ તેની બાયડી ચંચળમતિને બોલાવવા જવાનું કહ્યું ત્યારે તેણે કહ્યું કે હરગીજ જવાનો નથી અને તેવી સ્ત્રીને હું કદી સંઘરનાર નથી માએ કહ્યું સપુત બાપના બેટા કોને કહે છે, મોટું મન રાખીએ કોઇ વખત બાળક છે ને ભુલ્યું તો શું થઈ ગયું ? કંઇ કુંભારના ગરનું હાંડલું છે કે બદલાવીએ ? માનું વચન માન્ય કરી છોકરો વહુને આણું કરવા ગયો તેના સસરાને ખબર થઇ કે તેને ઘણા માન સાથે સામો તેડવા આવ્યો. તેની સાળી મણી કરીને હતી તે તેની બેનના સઘળા ચરિત્રથી વાકેફ હતી કેમકે તે બંનેના ઓરડા પાસે પાસે હતા, તે જાતે પવીત્ર હતી, તેણે આજે નિશ્ચય કર્યો કે મારી બેન હવે તેના ધણીથી કેવી રીતે વર્તે છે તે મારે જોવું એવા વિચારથી તે તેના ઓરડા સામે નજર રાખીને બેઠી.

સોદાગર દીપચંદશાનો છોકરો તેની સ્ત્રી ચપળમતિ સાથે વાતો કરતો હતો તેથી ઘણી રાત ગઇ, પણ સ્ત્રી ચપળમતિ પેલા કઠિયારા માનસિંહને ત્યાં જવાને તલપાપડ થઇ રહી હતી તેના મનમાં એવો વિચાર હતો કે જો મારો પતિ ઉંઘી જાય તો

આશકને જઇને મળી આવું, તેથી તેણે પોતાના ભરથારને ઉથા-
ડવાને અનેક ઉપાય યોજ્યા તે જોઇ તેની બહેન જે સઘળું જોયા
કરતી હતી તે બળાપો કરી તેની ચાલ ધિક્કારવા લાગી પ્રેમલાલે
પોતાની સ્ત્રી ચપળમતી સાથે ચોસર માંડી કે જો હું હારૂ તો તને
આટલા રૂપીઆ આપુ કેટલીએક વારે તે હાર્યો ત્યારે તેણે સ્ત્રી
ચપળમતિ ધણીને બોલી–સ્વામીનાથ ! બે ઓછા શા સારૂ આપો
છો તેના ધણીએ કહ્યું ઓછા કયાં છે ? હું તારી પાસે બે રૂપીઆ
માંગતો હતો તેના મેં વાળી રાખ્યા, સ્ત્રીએ કહ્યું, તમે શાના માગો
છો ? તેના મરદે કહ્યું ફલાણા દિવસે તારા આગળથી હું તને
ફાનસ લઇ કહીયારા માનસિંહને ઘેર મેલવા આવ્યો હતો તેના
આમ સાંભળતાંજ તે સ્ત્રી ચપળમતિ ફીકી પડી તેની બ્હેન ખ્યા-
લ કર્યો, કે રાંડના લક્ષણ તો આગળથીજ જોઇ ગયો જણાય છે
પેલી ચપળમતી તો પાણી થઇ ગઇ અને પોતાનો પતી
જ્યારે ઉંઘી ગયો કે તરતજ તે પોતાની હાથે પોતાનાજ ગળા-
માં છરી ખોશી મર્ણ પામી, એ સઘળો બનાવ તેની બ્હેને દીઠો
હતો, પરોઢમાં સોદાગર દીપચંદ શાહનો પુત્ર પ્રેમલાલ જાગી
ઉઠયો અને જુવે છે તો પોતાની સ્ત્રી ચપળમતિએ આપઘાત ક-
રેલો માલમ પડયો તે બરાબર લાગલી વાત પોતાના સસરાને કરી
સસરાએ જાણ્યું કે તેડવાને બ્હાને તે જમાઇએ આવી છોડીને
મારી નાખી માટે એને ઠેઠ પહોંચાડું પેલી બ્હેને વિચાર કર્યો
કે આ અમસ્તો નાહક માર્યો જશે તેથી તેણે યથાસ્થિત હકીકત
બની હતી તે સઘળી કહી દીધી, જે સાંભળી તેનો બાપ ગુસ્સે
થયો ત્યાં તેની સ્ત્રી ચપળમતિનો હાડોપાણી થયા પછી તેણે

પોતાના સસરાની રજા માગી ત્યારે તેના સસરાએ કહ્યું, આ મારી બીજી છોડી છે તેને પરણીને લઇ જાઓ પેલાએ કહ્યું કે મારે તો તમારી કોઇ છોડી જોઇતીજ નથી તે વખતે માણીએ તેને સમજાવ્યો ને કહ્યું કે "તું મને પરણી જા—હું તને કરી બતાવીશ" તે સાંભળી પેલા પ્રેમલાલને સંદેહ પેઠો કે એ મને શું કરી બતાવવાની છે, હું જોઉં તો ખરો? પછી વિચાર ફેરવી તેને પરણી પોતાને ઘેર લઇ ગયો અને પોતાની માને સઘળી વાતથી વાકેફ કરી.

પછી તેણે માલ ભરીને સફર કરવા જવાનો કરાવ કર્યો પોતે ભિખારીઓ વગેરેને લુગડાં આપ્યાં અને જવાના દિવસે પોતાની સ્ત્રી માણીની સાડી ઉપર લખી ગયો કે તું મને કરી બતાવવાની છે તે આટલા વાના કરી દેખાડ "(૧) સ્ત્રી કરી પુત્ર જણાવો. (૨) આપણા શહેરની વીસ કોસમાં મારા આવવાના રસ્તામાં જે ઠેકાણે પાણી ન હોય ત્યાં વાવ ખોદાવ અને (૩) બીજી કોઈ જગાએ એક બાગ બનાવ જે આવતી વખતે મને જોવાને બને! પતિના પરદેશ ગયા પછી આશરે પાંચ સાત દિવસ પછી સ્ત્રીની નજર સાડી ઉપર પડી અને વાંચીને ધ્યાનમાં લીધું કે મારી ચતુરાઇ જોવાને આમ લખેલું છે, વાવ અને કુવો બાંધવાને વગેરે તેની પાસે પુરતાં નાણાં નહોતાં તેથી તેણે પોતાના ઘરમાંથી એક ઠાસો ઘરકોતરો કઢાવ્યો અને તેની અંદર પત્થર વિગેરે ભરી ખોબાદાર કરીને તે પોતાના ધણીના એક ગુણવન્તા મિત્રને ત્યાં લઈ જઇ કહ્યું કે, આ પેટીની અંદર જવેરાત છે તેની કુંચી એમની પાસે છે. માટે તે તમે રાખી મને હજારો રૂપીઆ આપો માગ્યા તેટલા આપ્યા. તે લઇને પો-

તાની સાસુ પાસે આવી અને કહ્યું કે હું થોડા દહાડા મારા પિયરમાં જઈ આવું એમ કહી ઝબડો લઈ આગળ ચાલી જ્યાં પાણીની તંગી હતી તે ગામના પટેલ પાસે આવી કહ્યું કે અહીંયાં મારે વાવ ખોદાવવી છે તે કામ તમે શરૂ કરો તેનું ખરચ વિગેરે હું આપીશ, પછી તેને ખરચ વિગેરે આપી તે કામ શરૂ કરાવી આગળ વધી, આગળ જતાં એક બીજું ઉત્સાહપુર નામે ગામ આવ્યું, તે ઘણું સરસ હતું પણ ત્યાં બાગ નહોતો તેથી ત્યાંના મજમુદાર લાલશંકર પાસે બાગ અને કુવો બનાવવાની ગોઠવણ કરી તે રૂપીઆ વિગેરેનો બંદોબસ્ત કર્યો, ત્યાંથી તે ચાલતી ચાલતી કોઈ મોટા હરીપુર નામે શહેર આગળ આવી તેણે મરદનો સ્વાંગ લીધો હતો. જેથી તેને કોઇ એમ નહી ધારી શકતું કે આ સ્ત્રી છે, ગામમાં એક સોદાગરને ત્યાં તે ઉતરી, વાતચીત કરતા સોદાગર તેની બોલવાની છટા રૂપ ચતુરાઈ ઉપરથી સમજ્યો કે આ કોઇ હુશીઆર આદમી છે, તેથી તેણે પોતાની એક ઘણી રૂપાળી સુંદરી દીકરી હતી, તે તેણે પરણાવી તેને સાથે લઇને પોતાના શહેર તરફ ગઇ તે ત્યાં સુંદરમતી અને પોતાની સઘળી વાતથી વાકેફ કરી અને તેને પણ મરદનો પોશાક પહેરાવ્યો, તે શહેરમાં એક રૂપા ભરવાડણ રહેતી હતી જેને ત્યાંથી ખાનદાન લોકો દુધ લઇ જતા હતા, તેને ત્યાં તેમણે ઉતારો કર્યો, થોડીવાર પછી રૂપા ભરવાડણને તેમણે સઘળી વાત જણાવી, અને પોતે પાછો સ્ત્રીનો સ્વાંગ લીધો, સાંજે પ્રેમલાલનો સીપાઈ ખાનભેગ તેને ત્યાં દુધ લેવાને આવ્યો, તે વખતે રૂપા ભરવાડણે સીપાઇને કહ્યું કે તું તારા શેઠને જઇને કહેજે કે મારે ત્યાં કોઇ ખુબસુરત સ્ત્રીઓ આવી છે, જે બીજે દીવસે સીપાઇ

જ્યારે દુધ લેવાને આવ્યો ત્યારે તે સ્ત્રીએ સાકર વગેરે તેજાની નાંખી સીપાઇને દુધ દોહીને આપ્યું. સીપાઇએ શેઠને પાયું કે તેના સ્વાદથી ખુશી થયો, તેણે સીપાઇને પુછયું કે દુધ કયાંથી લાવ્યો ? તેણે ભરવાડણને ઘેર બે સ્ત્રીઓ આવ્યાની વાત કરી, તે સાંભળી પ્રેમલાલ શેઠનું મન લલચાયું, અને દુધનો હીસાબ કરવાનું મસ કહાડી તેને ઘેર ગયો પ્રેમલાલ સોદાગર પેલી સ્ત્રીઓ જોઇ ખુશી થયો અને તેનું નામઠામ વિગેરે પુછી પરણવાની ખુશી બતાવી જવાબમાં પોતાનાં નામ ઠામ તેમણે અવળી રીતે કહ્યાં જેથી સોદાગર ઓળખી શકયો નહી, પછી તેમણે લગ્નની વાત કબુલ કરી ત્યાંથી સોદાગર ઘર આગળ ગયો ને પોતાની સ્ત્રી મણીને તેડવા પાલખી મોકલી, પણ તેણે ન જતાં પેલી નવોઢા સુંદરમતિને શીખવીને વિદાય કરી. એમ આવ–જા કરવાથી લાંબી મુદત થઈ અને સોદાગર પ્રેમલાલનાં પેટના પેલી નવી સુંદરમતિને દિવસ રહ્યા. આશરે સાતેક મહીના થયા એટલે તેણે પાલખીને પાછી વાળવા માંડી તે નવી સ્ત્રીને મોકલી જણાવ્યું કે હવે અમે અમારે દેશ જઇએ છીએ, તે સાંભળી પ્રેમલાલે ફરીથી પાલખી મોકલી તેને બોલાવી કહ્યું કે તારા ઉપર મારો ઘણો પ્યાર છે. અને હવે તું જો તારે દેશ જાય છે. તો તારી જે ખુશી હોય તે મારી પાસે માગી લે. તેણે કહ્યું કે મારી પાસે સઘળી દોલત દુનીઆ છે, પણ જો વખતે આપવાનું ધારતા હો તો ફક્ત આપનો રૂમાલ, વીંટી અને ડોકની મોતીની માળા તે મને યાદગીરીમાં આપતા જાઓ. શેઠ તે સઘળું તેને સ્વાધીન કરી પોતાનો ઘણો હર્ષ બતાવ્યો. તે તેની રજા લઇ રૂપા ભરવાડણને ત્યાં આવી અને ત્યાંથી બંને જણીઓ રૂપા ભરવાડણને સંતુષ્ટ

કરી વિદાય થયા. તેમણે પાછો મરદનો પહેરવેશ પહેરી લીધો. પેલી સુંદરમતી સ્ત્રીના બાપનું નગર હરીપુર આવ્યું, ત્યાં તેને સ્ત્રીનો પહેરવેશ પહેરાવી તેના બાપને સ્વાધીન કરી કહ્યું કે એને પુત્ર પ્રસવશે ત્યારે હું તેડવા આવીશ. એમ કહી ત્યાંથી પોતે નીકળી આગળ આવી તો વાડી ને વાવ તૈયાર થઇ હતી તે જોઇને ગામમાં પેઠી પેલી બીજી સ્ત્રી સુંદરમતિએ છોકરાને જન્મ આપ્યો ત્યાંથી તેને બોલાવી મંગાવ્યો, અને છાનોમાનો એક ભોંયરામાં રાખી તેને પાંચ વર્ષનો કર્યો, કેટલાએક દીવસ પછી સોદાગર પ્રેમલાલ આવ્યો તેણે રસ્તામાં વાવ ને બાગ જોઇ તેના ઉપર સ્ત્રીનું નામ કોતરેલું હતું તે વાંચી પોતે ખુશી થયો જ્યારે તે મહેલમા એકાંતે બેઠો ત્યાં તેની સ્ત્રી મણીએ છોકરાને બહાર કાઢી રૂમાલ ઓઢાડી આંગળીએ વીંટી પહેરાવી ડોકમાં માળા ઘાલી તેના ખોળામાં બેસાડયો સોદાગર અજબ થયો ને પુછયું કે એ કોનો છોકરો છે. ? સ્ત્રી બોલી કે જેનો હશે તે પોતાની મેળે ઓળખશે જ્યારે તેણે નીશાનીઓ જોઇ ત્યારે તેને ખ્યાલમાં આવ્યું કે મેં પરદેશ જતાં સાડી ઉપર લખ્યું હતું તે પ્રમાણે તેણે કર્યું છે. તેણે સ્ત્રી મણીને કહ્યું કે છેક ત્યાં સુધી તું કેમ આવી ? સ્ત્રી મણી બોલી, આવી તો શું થયું ? હું તમારી બાયડી છું એમ કહી પેલી સ્ત્રી સુંદરમતિની વાત જાહેર કરી મણી તેની બુદ્ધિ ઉપર ખુશી થયો તેણે પુછયું કે તું પરણવાને રૂપીઆ ક્યાંથી લાવી ? સ્ત્રીએ તે બાબત પોતે જે ચતુરાઇ ચલાવી હતી. તેનો ખુલાસો કર્યો. તેનું પારખું જોવા તે બીજા રસ્ત્રાવત-રીને ત્યાં ગયો અને જોયું તો પેટી અંદર પથરા દીઠા. તેથી તેને

પકડો ભરૂસો પડ્યો પછી તેણે પેલી સુંદરમતિ સ્ત્રીને પણ તેના પિતાના ઘરમાંથી બોલાવી મંગાવી બંને ઉપર ઘણો પ્યાર રાખવા લાગ્યો.

---

## વારતા ૧૫ મી.

### ઠાકોર કીશોરસિંહ તથા તેની સ્ત્રી કુસુમસુંદરી.

કોઇ કંગાલ રજપુત કીશોરસિંહ કરીને હતો, તેની સ્ત્રી કુસુમસુંદરી કરીને ઘણી ચતુર હતી, તેનું મન વ્યભીચાર ઉપર દોડ્યું. એક દિવસે તે રજપુતાણી બહાર જતી હતી તેવામાં તેની સરત નગરના નગરશેઠ કેફળશાના એક ખુબસુરત છોકરા ગુલાબચંદ ઉપર પડી, તે બંનેની આંખ મળી અને તેમને દોસ્તી થઇ, તે જુવાનથી સ્ત્રીની નિઘલિજ ખસી ગઇ, અને જ્યારે તે રસ્તે થઇને પોતે જતી હતી ત્યારે શેઠની હવેલીમાં સામું પોતે ચકોર જેમ ચંદ્ર સામું જુએ તેમ જોતી હતી. તેણે એક દિવસ સ્નાન કરી અને નદી ઉપર બોલાવ્યો, અને કહ્યું કે હું તારા ઉપર આશક પડી છું માટે મારી સાથે દોસ્તી બાંધ. છોકરો ચતુર હતો પણ વાણીઆની જાતને લીધે તેનામાં સ્વાભાવિક રીતે હિંમત નહોતી, તે બોલ્યો કે જો તારો પતિ જાણે તો મારૂં માથું કાપી નાંખે અને મારી સ્ત્રી સુકોમળવતી રાંડે, મારૂં સઘળું દ્રવ્ય ઘ્યકારજ જાય અને માબાપ ભીખ માગે માટે તેવી વાતમાં હું સમજતો નથી, સ્ત્રી કુસુમસુંદરીએ ધીરજ આપી કહ્યું કે મારા ધણીને હું ગરદેશ કહું તો કેમ? પછી તમને કોઈ જાતની હરકત છે, તે વાત વાણીઆએ કબુલ કરી એટલે સ્ત્રી કુસુમસુંદરી

તેની રજા લઇ પોતાના ઘર આગળ આવી, અને પોતાના ધણી હીરોરસિંહને પરદેશ જવા વઢવા લાગી કે તમે કાંઇ ઉદ્યમ કરતા નથી તો આપણું શી રીતે પુરૂં થશે? અગાડી પેટ અવતાર પડશે તો તેના ખરચખુટણ શી રીતે કાઢશો, ધણીએ કહ્યું કે હું શું કરૂં! કાંઇ ભણ્યો નથી કે કોઇની ગુમાસ્તી કરૂં સ્ત્રીએ કહ્યું તેની તમારે ફીકર રાખવી નહિ, એમ કહી થોડેક દુર એક કાગડો બેઠો હતો તેને ઝડપ લઇ પકડી આવી, અને તેના પગ બાંધી ધણીના હાથમાં આપ્યો ને કહ્યું કે આ તમે વેચવા જાઓ ને એના હજાર રૂપીઆ કોઇ આપે તોજ આપજો. વેચ્યા વગર આવો તો તમને પરીયાના સમ એમ કહી મુરખ ધણીને જોતરા તાણવા કહાડયો કે પછી પોતે ગમે તેમ વાવટા ઉડાવે.

રજપુત હીરોરસિંહ કાગડો વેચવા ચાલ્યો, તેણે ગામેગામ ફરવા માંડયું. જ્યારે કોઈ કીંમત પુછતું ત્યારે તે હજાર રૂપીઆ કેહેતો હતો, તે સાંભળી લોકો તેની મશ્કરી કરી હસતા હતા કે ભણેલા પોપટના એટલા રૂપીઆ તો બહુજ, આથી ઘરાક થયા નહીં, જે તેની કીંમત સાંભળતું તે તરતજ ભડકી ઉઠતું હતું. આણી તરફ રજપુત આથડતો અને પેલી તરફ રજપુતાણી કુસુમસુંદરી પેલા નગરશેઠના દીકરા ગુલાબચંદથી રાત દિવસ વિલાસ કરતી હતી, ગરીબ બીચારો રજપુત ઘણે દિવસે ફાઇને ઉજ્જેનમાં આવ્યો તેણે બજારમાં જઇ કાગડો બતાવ્યો કે કેટલાક લોક તેની આસપાસ વીંટળાઇ વળ્યા અને મશ્કરી કરવા લાગ્યા એટલામાં જગીચો અને ઝવેરી ટેમ આવ્યા તેમણે તેને દીઠો જગીચો ઝવેરીઆને બોલ્યો જે આ કોઇ ભલો માણસ છે

તેને કોઇએ કપટ કરીને કાગડો વેચવા મોકલ્યો છે, એટલે તેઓએ તેમને બોલાવ્યો અને તેમણે કહ્યું કે ઠાકોર કાગડાનું શું લેશો. ત્યારે તેણે કહ્યું હજાર રૂપીઆ. ત્યારે બંને કહે હજારના કાકા એમ કહી તેના હાથમાંથી કાગડો લઇ ઉડાવી દીધો. રજપુતે તેના ઉપર ક્રોધ કરી ગાળો દીધી કે મારો કાગડો લાવ. બંને ભાઇએ કહ્યું કે તારે રૂપીઆ લીધાથી કામ છે કે બીજું કાંઈ? ચાલ તને રૂપીયા ગણી આપીએ એમ કહી તેને ઘેર તેડી જઇ હજાર રૂપીઆ ગણી આપ્યા અને ઘણો સત્કાર કરી પોતાને ત્યાં આઠ દીવસ સુધી રાખી તેની સારી બરદાસ કરી પછી જ્યારે તેને ધીરે ધીરે વાત પુછી, ત્યારે રજપુતે કબુલ કર્યું કે મને મારી સ્ત્રીએ વેચવા મોકલ્યો છે. બંને ભાઇએ ઠરાવ કર્યો કે આપણે જઇને એની સ્ત્રીનાં લક્ષણ જોવાં. તેથી રજપુતે જ્યારે જવા માંડ્યું ત્યારે પેલા જણે કહ્યું કે અમે તમારે ત્યાંની અમારી ભાભીને જોવા આવીએ કે? રજપુત બોલ્યો અમારાં ધન્યભાગ્ય ક્યાંથી કે અમારે ઘેર આપ પધારો! પછી જગીયો રજપુત હીરોરસિંહની જોડે ચાલ્યો. કેટલાએક દીવસે રજપુત હીરોરસિંહ પોતાને ગામ આવ્યો. ત્યાં દિવસ આથમ્યાને ઘડીક બાકી હતી તેથી જગીયે અટકાવ્યો કે આજ ઘેર જવાનું મુહુરત નથી; માટે આજની રાત ચોરામાં પડી રહો અને કાલે જઇશું. તે તેણે માન્ય કર્યું. પહોર રાત વીત્યા પછી જગીઓ કહે હીંડ, તારે ઘેર જઇએ પણ તારે ઘરમાં જવાનું મુહુરત નથી માટે મને પેસવા દેજે, પછી કહું ત્યારે તું અંદર આવજે રજપુત હીરોરસિંહને બહાર ઉભો રાખી જગીયાએ તેના ઘરનાં કમાડની ફાટમાંથી જોયું તો બાયડી ભેગો કોઇ પુરૂષ સુતેલો દીઠો તે જોઇ તેણે એકદમ રજપુત હીરોરસિં-

હને કહ્યું કે કમાડ ઉઘડાવ. રજપુતે સ્ત્રીને સાદ પાડ્યો કે તેના પેટમાં ધ્રાસકો પડ્યો કે હાય! હાય! હવે એ આવ્યો ને શુ કરવું વાણીઓ પીંપળાના પત્રની પેઠે ધ્રુજવા લાગ્યો ને બોલ્યો કે મેં તને નહોતું કહ્યું કે તું મને વગર મોતે મારીશ. રજપુતાણી કુસુમસુંદરી કહે હવે ફીકર કરીશ નહીં એમ કહી તેને એક કોઠીની અંદર ઉતારી દીધો, તે જગીયાએ દીઠું. પછી સ્ત્રીએ બારણું ઉઘાડ્યું એટલે તેનો ધણી અંદર આવ્યો તેની ખડકીમાં ફાટી તુટલી ખાટલી હતી તે નાંખીને જગીયો બારણા વચ્ચોવંચ પડ્યો ને કહ્યું કે ભાઇ હું તો અહીંજ રહીશ. રજપુતાણી કુસુમસુંદરીએ પુછ્યું કે આ કોણ છે? રજપુતે કહ્યું મારો મીત્ર છે. સ્ત્રીએ કહ્યું કે તમારો મીત્ર છે ત્યારે માંહે બોલાવો, પણ તે ગયો નહીં. રજપુત કીશોરસિંહ ઉંઘ્યો પછી નગરશેઠના છોકરાને કાઢવા સારૂ સ્ત્રીએ ઘણાં ફાંફાં માર્યાં પણ જગીયા ઝવેરીનો ખાટલો વચમાં હોવાથી તેનું કાંઈ ચાલ્યું નહિ. તેણે ઘડીએ ઘડીએ ડોકીયા કરવા માંડ્યા કે જો તે ઉંઘી જાય તો તેને હું કહાડી મુકું પણ જગીયો તો આખી રાત ખાટલામાં બેસી રહ્યો જ્યારે જ્યારે સ્ત્રી જોવા આવે ત્યારે પોતે રામ! રામ! એવા શબ્દ મોહડેથી બોલતો એમ આખી રાત બંને જણા ઉંઘ્યા નહિ ને સવાર થયું બીજે દીવસે સ્ત્રીએ તેને ખાવાનું પુછ્યું ત્યારે તેણે કહ્યું કે મારે તો ખાવું હરામ છે. એમ ત્રણે દીવસ સુધી અપવાસ કરી પડી રહ્યો. આખરે તેણે જાણ્યું અહીંયા મને ત્રણ દિવસ થયા ને આમ હું સાત દીવસ પડી રહીશ પણ પેલાને રજપુતનું પાણી ખપતું હશે કે નહિ, તેથી તે વાહે ને માંહે મરી જશે તો પણ તે કહાડનાર નથી તેથી તે પેશ કરી જવાને તૈયાર થયો અને

રજપુત કીશોરસિંહને કહ્યું કે ભાઇ ! આજ હું રજા લઉં છું, માટે કોઇ મને તારી યાદ દાખલ ચીજ આપ, આપ્યા ઘરમાં ભુત ભુસકા મારે અને હનુમાન હડીઓ કાઢે તેમ હતું. તે જાણી રજપુતે કહ્યું. એવી મારી પાસે શી ચીજ છે કે તને આપું, હું કાંઇ એવો પૈસાદાર નથી કે તારા લાયક મારી પાસે કાંઈ હોય માટે હું ગરીબના ઘરમાં આચર કુચરમાંથી જે પસંદ કરે તે આપું. જગીયો કહે કે હું માગું તે આપે એવું વચન આપ એટલે રજપુતે વચન આપ્યું, તેવું તેણે કહ્યું કે તારા ઘરમાં જે પેલી કોઠી છે તે તું મને આપ. રજપુત કીશોરસિંહ હસી બોલ્યો એમાં શી વીશાત છે તે તમે માગી ! જગીયો કહે અમારા ગામમાં એવો ઘાટ થતો નથી માટે જો હું મારા ગામમાં લઇ જાઉ તો મારા ભાઇબંધો વીગેરે જોવા આવે ને ખુશી થાય તેથી આપ તો એ આપ રજપુતે કહ્યું કે આપની મરજી હોય તો બેલાશક લઇ જાઓ જગીયો કહે ત્યારે તેને બહાર કાઢવાને મજુર ને લેઇ આવ તે સાંભળી રજપુત કિશોરસિંહ મજુરોને લેવા ગયો તે વખતે પેલિએ વિચાર કર્યો કે મુઓ ચેતી ગયો છે, અને મારી પાછળ પડયો છે. પણ હવે મજુરને લાવ્યો તેમણે કોઠીને બહાર કાઢી જગીએ કહ્યું કોઠી તો કહાડી પણ મારૂં ગામ ઘણું દુર પડયું તેથી ત્યાં સુધી શી રીતે લઇ જવાય માટે એક ગાડું જોઇએ તે સાંભળી રજપુત ગાડુ લેવા ગયો તો પણ બાયડી કાંઈ બોલતી નથી. ને તમાસો જોયા કરે છે. રજપુત ગાડું લાવ્યો એટલે કહ્યું કોઠીને ઘણે દુર સુધી લઇ જવી તેથી માર્ગમાં અથડાઇને ભાગી જાય માટે એને અગ્નિમાં પકવી હોય તો સારૂં તેથી હવે તું છાણા લઇ આવ. એમ કહી તેને એક

રૂપીઓ આપો તે લઇ રજપુત છાણા લેવા ગયો અને થોડી-વારમાં લાવી છાણાનો મોટો ગંજ માર્યો. તે સઘળાં છાણાં તેણે કોઠીની આસપાસ ખડકવા માંડયાં. પ્રથમ હાથભર ખડકયા, તો પણ સ્ત્રીએ જોયા કર્યું, ત્યારે તેણે રજપુત ધીરસિંહને કહ્યું કે ભાઇ ! જા તારા ઘરમાં ઘાસ હોય તો લાવ એટલે તેને સળગાવું તે સાંભળી વાણીઆ ગુલાબચંદશાને માંહે પેશાબ થઈ ગયો પણ તેને તો ચોરની મા કોઠીમાં પેસીને રડે એવું થયું. તેણે એવો નિશ્ચય કર્યો કે જો હું બોલીશ તો બંનેની લાજ જશે માટે બળી મરીશ તો ખેર ! રજપુતે ઘાસનું પુળીયું ઉપરથી આણી આપ્યું. તે દેવતાથી સળગાવી કોઠીની આસપાસ ફરી તે કહેવા લાગ્યો કે જે બાજુએ પવન આવે ત્યાંથી સળગાવું કે જલદી પાકી જાય એ જોઇ સ્ત્રીને ધીરજ ન રહી. અને નિશ્ચે જાણ્યું કે હવે એને બાળી નાંખશે તો ફજેતી થશે. તેથી લાગલીજ દોડીને તે નગરશેઠ કોફળશાને ત્યાં ગઈ. જગીયાને ફકત ખુડદાજ કરીને ઘી કોળાં કરવાની દાનત હતી તેથી સ્ત્રીને જતી જોઇ તેણે હાથમાં સળગતો પુળો ઝાલીને સળગાવવાનું બંધ રાખ્યું.

શેઠનો એકનો એક છોકરો ગુલાબચંદ હતો તે ત્રણ દિવ-સથી જડતો ન હતો તેથી તેનો જીવ તો ઉડી ગયો હતો. તેની પાસે આવી રજપુતાણી કુસુમસુંદરીએ કહ્યું કે તમારા છોકરાને મારી સાથે છ માસની દોસ્તી હતી પણ મારો ધણી એકાએક ગામથી આવ્યો તેથી મેં તેને કોઠીમાં સંતાડી રાખ્યો છે. પણ મારા ધણી સાથે એક માણસ આવ્યો છે તે કોઠી બાળી નાંખે છે, માટે તમે જો જલદીથી એ કોઠી વેચાતી લઇ લ્યો નહી તો તમારો છોકરો બળી મરશે. તે સાંભળી કોફળશા શેઠના ટાંટીયા

ઢીલા થઈ ગયા અને એકદમ પોતાની સાથે દરબાર વાણીઆ લઇ રજપુત કીશોરસિંહના ઘર આગળ આવ્યા એક પછી એક છાતીએ છાતી ભીડીને મલ્યા ચાલો આપણે ઘેર અહીં શા માટે ઉતર્યા છો, શું નગરશેઠ ને મારે ગેર ના ઉતરો ને આવા ગરીબને ઘેર ઉતરો એ ઠીક કહેવાય મારે ત્યાં આજનો દીવસ જમીને જાઓ જગીએ કહ્યું કે મારે તો આ શહેરનું પાણી પીવું હરામ છે ને તે કોઠી પાસેથી કેમે કર્યો ખસતોજ નથી. ત્યારે શેઠે કોઠી ભણી જોઇને પુછયું આ તમે શું કરો છો ? જગીએ કહ્યું કે આવી કોઠીઓ અમારે ત્યાં થતી નથી તેથી મારા દેશમાં લઇ જવા વિચાર છે, પણ રસ્તામાં વખતે ભાગી જાય માટે તેને પકાવું છું નગરશેઠે કહ્યું એ તો હું તમને નહી લઈ જવા દઉં. જગીયો કહે કેમ ? ત્યારે કહ્યું જો ભાઈ ! હું નગરશેઠ કહેવાઉ ને મારા ગામમાંથી કોઠી લેઇ જવા દઉ તો મારે નીચું જોવું પડે અને અમને અપશુકન થાય જગીએ કહ્યું કે આપનાર આપે છે ને લેનાર લે છે, તેમાં તમારે શેનું નીચું જોવાનું કે અપશુકન થશે ? નગરશેઠે કહ્યું ના ભાઈ તેમ તો થવા દેનાર નથી. વખતે પાંચ રૂપીઆ કહો તો અવળા કરીએ, જગીએ કહ્યું કે હું તમારા રૂપીયા ઉપર બેસી રહયો નથી. નગરશેઠે કહ્યું કે ત્યારે તમે જો અમારી ના કહ્યા છતાં લેઇ જશો તો અમે દરબારમાં જાહેર કરીશું તે સાંભળી જગીયાનો મીજાજ ગયો. અને ગુસ્સો કરી બોલ્યો કોહ્ળશા શેઠ મારે તારી કે તારા દરબારની કોઈની પરવા નથી. અહ્યાં દરબાર શું કરવાનો છે ! તું મને ઓળખતો ન હોય તો ઓળખજે કે હું ઉજેણનો જગીયો છું ત્યારે તો શેઠ ધીરા પડી કહ્યું, કે તમે કહો તે આપીએ દશ કહો તો દસ પચીસ કહો

તો પચાસ ને સો કહો તો સો આપીએ જગીયો કહે મારે રૂ-
પીઆ જોઇતા નથી. ચડતે ચડતે ફેફળશા શેઠ પાંચ હજાર કર્યા
ત્યારે જગીયો કહે શેઠ દશહજાર કહો તો પણ નહી. ત્યારે કહે
જે લો દશહજાર જગીયો કહે ત્રીસ કહો તો પણ નહિં ફેફળશાહ
શેઠ બોલ્યો હમારે તમારે વાદ પડયો તો લો ચાલીસ હજાર
પણ તેણે માન્યું નહી ત્યાં ભેગું થયું લોક શું જાણે છે કે શેઠ
મોટા છે, તેને વાદ પડી ગયો અને મમતે ચડયા છે એ પ્રમાણે
કોઠીની ખેંચમખેંચ ચાલતાં આખરે ફેફળશાહ શેઠ લાખ રૂપીઆ
સુધી આવ્યો ત્યારે જગીયે કહ્યું કે હું તો સવા લાખ લેઇશ તે
અહીંજ ગણી આપો ને પછી કોઠી લેઇ જાઓ ફેફળશાહ શેઠે
ગુમાસ્તાને હુકમ કર્યો કે જા અલ્યા આ કુંચી લઇને રૂપીઆ ગાડી
ભરીને લાવ તે સાંભળી ગુમાસ્તો ગયો અને રૂપીઆ લેઇ આવ્યો
નગરશેઠે રૂપીયા ગણીને જગીયાને હવાલે કર્યા કે તેણે કોઠી તેમને
હવાલે કરી ફેફળશાહ શેઠના ગયા પછી જગીયો રજપુતના ઘ-
રમાં આવ્યો અને હવે સારી રસોઇ સારૂ સીધુ સામાન લેવાને
રજપુત કીશોરસિંહને મોકલ્યો તે દરમ્યાન તેની સ્ત્રી કુસુમસુંદ-
રીને પુછ્યું કેમ ભાભીજી હવે ભાઇને બહાર કાઢશો કે રજપુ-
તાણી હાથ જોડીને બોલી:--

**બાંધી મુઠી લાખ લે ઉઘાડી વા ખાય;**
**કાગા મુલ હજારકા, તો કોઠી લાખ સવાય.**

તમે મારી વાણી રાખી તો તમને ફાયદો થયો; મને છતી
કરી હોત તો તમારા હાથમાં કાંઇ આવત નહી અને હું વરણુ-
માંથી નીકળી ગઇ હત. જગીયાએ ઘેર જતી [illegible] તેમાંથી પ
ચ્ચીશ હજાર રજપુત કીશોરસિં[illegible] દૂર કર્યું
અને તે પછી કુસુમસુંદરીએ [illegible] છોડી દીધી.

# વારતા ૧૬ મી.

## જહાંદારશાહ અને હુરમનુરજહાં

મોગલ કુલમાં ઉત્પન્ન થએલો જહાંદારશાહ બાદશાહ આગ્રા દીલ્હીમાં રાજ્ય કરતો હતો, તે કેળવણી પામેલો, ન્યાયી અને એવો ઉદાર દીલનો હતો કે તે વખતે આખા હીન્દુસ્તાનમાં એના જેવો બીજો કોઇ રાજા ન હતો, ઉંચા કુળની રજપુતીણીઓ અને બેગમોથી તેનું જનાનખાનું દીપી રહેતું હતું, તેનો એક પાટણની રજપુતાણી પ્રાણથી પણ પ્યારી હતી. રાજ્ય સંબંધી કામથી ફારગત થઇ તે હુરમની પાસે જતો ત્યાં તે પોતાની પ્રિયા સાથે હાસ્યવિનોદ ને શરાબબાજીમાં મશગુલ રહેતો. ત્યાં દારૂની પ્યાલીની ઘટમાળ, મનની તલબ ને અરહેબકેનું યુદ્ધ ચાલતું, ખરી રજપુતાણી હુરમ હારી તથા પ્રેમ યુદ્ધમાં ઘાયલ-થઇને બાદશાહ તેની ગોદમાં પ્રેમમય યોદ્ધાની પેઠે અહરનીશ આરામ કરતો અને આખા રાજ્યમાં હુરમ જેવું તેને બીજુ કોઇ વહાલું નહોતું. જ્યારે તે પોતાની ગોદમાં લઇને અગાશીમાં બેસતો ત્યારે આજ ચંદ્ર હશે એમ ભુલીને ચંદ્રમુખી હુરમના સામું ઘણાં લોકો જોતા. આ પ્રમાણે બન્નેની મોજશોખ ને એશઆરામમાં તલીન બાદશાહ હુરમના પ્રેમની વાતોમાં એવો લુબ્ધ થઇ ગયો કે હુરમ વીના તેનાથી ક્ષણ પણ રહી શકાય નહી, એટલે રાજ્યકામ અને કચેરીમાંથી તેનું દીલ ઉઠી જવા લાગ્યું પણ દૈવની ગતિને કોઈ કળી શકતું નથી, કુદરતી નિયમથી

ન્હુરમ બીમાર થઈ ને રોગે તેને ઘેરી, બહુબહુ પ્રયત્ન અને ઉપાયો કર્યાં છતાં પણ અંતે તેણે સ્વર્ગવાસ કીધો.

હુરમનુરજહાં રૂપનું રમકડું અને હઇયાનો હાર, તેના મરી જવાથી જહાંદારશાહને દુઃખ થાય તેમાં નવાઇજ નહી, તે દીવસથીજ બાદશાહ ઘરમાંથી બહાર નીકળ્યો જ નહી અને રાજ્ય-કાર્યમાંથી ચીત્ત ઉઠી એકાંતવાસમાં બેઠો, એમ એક મહીનો ગયો, બે, ચાર અને છ મહીના થયા ત્યારે રઇયતને પણ શોક પાળવો પડયો કોઈ ઠેકાણે લગ્ન કે એવી શુભ ક્રિયા થતીજ નહી અને ભાટ, ચારણો, બ્રાહ્મણો, બંદીજન ભુખે મરવા લાગ્યા. સર્વે જગોએ અંધાધુંધી ચાલવા લાગી

પ્રધાને બાદશાહની દીલગીરી કાઢી નાંખવાને ઘણા પ્રયત્ન કીધા પણ કાંઇ વળ્યું નહી અને બાદશાહે કોઇ તેને શોક મુકાવવાની વાત કરે તેને તોપને ગોળે ઉડાડી મેલવાનો નેમ લીધો. આખરે બાદશાહને એકનો એક શાહજાદો હતો તે દરરોજ પોતાના પિતા જહાંદારશાહ પાસે સલામ ભરવા જતો હતો. તેને એક દીવસ પાશે બોલાવી પ્રધાને સમજાવ્યું કે બાદશાહ શોક મુકતા નથી રાજમાં અંધેર ફરી વળે છે, માટે જો તું મારૂં નામ ન દે ને હું શીખવું તેમ કરે તો કાંઇ ઇલાજ થાય. શાહજાદાએ વચન આપ્યું. જો મારૂં શીર ઉડાવશે તો પણ તમારૂં નામ કહીશ નહી, એટલે પ્રધાને શીખવ્યું કે કાલે સવારે તું જાય ત્યારે બે હાથ જોડીને કહેજે કે જહાંપનાહ ! મારી એક અરજ છે. (વચન લઇને કહેજે) એક વખત સ્વારી ચઢીને શહેરમાં ફરો કે રઇયતનો શોક જાય. બીજે દીવસે શાહજાદો બાદશાહ પાસે ગયો અને લાગ જોઇ બોલ્યો, જહાંપનાહ ! એક અરજ છે.

બાદશાહે પુછયું મારા પ્યારા ફરજંદ કહે કે હું તારી મુરાદ હાંસલ કરૂં, આ રાજ્ય તારૂંજ છે. બાદશાહના મનમાં એમ હતું કોઇ પઇસા કે વસ્ત્ર અલંકાર કે પ્રગણું જોઇતું હશે તો. આખું રાજ્ય એનુંજ છે એ માગીને શું માગવાનો છે. ? બાદશાહનું વ-ચન લઇ તે બોલ્યો, આપ બહાર નીકળતા નથી તેથી ગામ અંધેરી નગરી જેવું થઇ પડયું છે, માગણુ આદી ભુખે મરે છે. માટે વધારે નહી તો એક વખત બહાર નીકળી સ્વારીએ ચઢીને દરબાર ભરો. બાદશાહ ગુસ્સે થઇને બોલ્યો. બેટા તને કોઇએ શીખવીને મોકલ્યો છે તેને હું તોપને ગોળે ઉડાહું શાહજાદો કહે જે બાપા ! જોઇએ તો મને ઉડાડો, એ તો મારી અરજ છે. ના સુણો તો તમારૂં વચન ગયું. ત્યારે બાદશાહે નાખુશીથી ક-બુલ કર્યું અને આઠ દીવસ પછી નાખુશીથી સ્વારી ચઢાવી. તે જોવાને શહેરનું તમામ માણુસ ભેગું થયું, ત્યાં એક ઉગમણા દરવાજા ઉપરના સીપાઇ કરણુસીંહની છોકરી ઉછરતી જુવાનીએ પહોંચેલી તેના ઘરની અગાડી .આવીને જોવા ઉભી છે, ત્યાં બાદ-શાહનો હાથી આવ્યો જહાંદારે તેના સામું જોયું તો જાણે પો-તાની મરી ગએલી હુરમ જીવતી થઇને આવી હોય એવું સ્વરૂપ લાગ્યું પાદશાહે બેભાન થઇ વજીરને કહ્યું જે અબે હુરમ આઇ વજીરે કહ્યું પાદશાહ સલામત અહીં હવે હુરમ કયાંથી હોય, એ તો કોઈ ગરીબ માણુસની છોકરી છે, પણ તેની ફુટડી છબી બાદશાહના હૃદયમાં કોરાઈ ગઇ.

રસીલા વાંચનાર ! કરણુસિંહ બીચારો મીસકીન સીપાઇ હતો, તેને રહેવાને માત્ર એક નાનો સરખી ઓરડી બુજ સા-માન પોતાની સ્ત્રી ને અમુલ્ય છોકરી શીવાય તેની બીજી મીલ-

કત કાંઇ ન હતી. બાપડી બાળાની વય તેર વર્ષની હતી, તે બાપને બેટી બંને એક ઓરડામાં સુઇ રહેતાં હતાં. બાદશાહે કરણસિંહને બોલાવી તેની છોકરીનું માગું કર્યું વજીરે આડે આવી સમજાવ્યો કે છોકરી શાહજાદાને લાયક છે. બાદશાહને લાયક નથી. તે ન માનતાં લગ્ન મુકરર કરીને કરણસિંહને રાત્રીએ વિદાય કર્યો કરણસિંહ ને તેની સ્ત્રી સુતાં સુતાં લગ્નની વાતો કરે છે તે પબી બીછાનાપર પડીને સાંભળે છે. ત્યારે હરખથી તેનાં રૂંવે રૂવાં ઉભાં થઇ કામાતુર થઇ જાય છે.

પબીની સાથે તેના બાપની પણ દશા ફરી અને તેજ દહાડે તેને અમીર બનાવી એક પાયગાનો રસાલાદાર બનાવ્યો ત્યારે તો સગાં વહાલાં ને બીજા લોકો જેજે એની તરફ કોઇ જોતાં નહોતાં તે આજે આઠ કાલે દશ એમ મળવા આવવા લાગ્યાં તેઓ કહેવા લાગ્યાં જે ભાઈ અમને ભુલતો નહી. અમે તો તારા દુઃખના ભાગીઆ હતા. તેથી સુખનાં સમે હવે ભુલી જઇશ નહી પછી બાદશાહ તેની પુત્રી સાથે પરણ્યો અને પબી જનાનખાનામાં રહેવા લાગી આણી તરફ પબીના સોંદર્યને ઢાંકે તેવી એની કુચાલ હતી. કેમકે તે બાદશાહના શાહજાદાપર આશક પડી હતી !

એક દીવસ શાહજાદો દડાદાવ રમતો રમતો પબીના મહેલ પાસે ગયો. ત્યાં રમતાં હાથમાંથી દડો છુટીને તેણીના મહેલમાં પડયો. રાણીએ ચપ લઇ લીધો ને પગ નીચે દબાવી દીધો દાવવાળા બીજા જ્યારે લેવા ગયા ત્યારે તેમને ધમકાવી કહાડયા કે જાઓ તમારા શાહજાદાને મોકલો તો આપું, છોકરાઓએ તે શાહજાદાને કહ્યું કે તારી મા અમને દડો આપતી નથી. તે તું જઈને લાવ શાહજાદો લેવા ગયો તો પબીએ પોતાની

બુરી મતલબ સાધવા સારૂ શાહજાદાને પકડીને દીવાનખાનામાં લઇ ગઈ ત્યારે શાહજાદાએ અત્યાગ્રહની સાથે કહ્યું કે મા મને દંડો આપ. એટલામાં તો તે શાહજાદાને વળગી પડી બે ચાર ચુંબન લેઇ બોલી કે મારા પ્યારા વહાલા તું મને ચુંબન કર ને છાતી સરસી દાબી ભોગવ. તારા વગર મારાથી રહેવાતું નથી શાહજાદો કહે અરે ! તું મારી મા ! તે મારાથી કેમ ભોગવાય ? રાણી તેને કામના આવેશમાં છાતી સરસો, દાબીને બોલી કે મા તો જે હશે તે હશે, હું તો તારી માશુક અને તું મારો આશક માટે લે આ ગાલપર ચુંબન ! શાહજાદો કહે મને છોડી દે, હું બીઉં છું એવે મીષે તે હાથમાંથી ઝટ છુટીને બહાર નાઠો ને નાઠો ફરી મહેલ સામું જોયુંજ નહી.

વાંચનાર ! દુષ્ટ પખીએ એક તર્કટ રચ્યું તેણે સાંજે પોતાના મહેલમાં દીવા ન પ્રકટવાનો હુકમ કર્યો પોતે એકાદ તુટી સુટી ખાટલી નાંખીને એમને એમજ બેસી રહી, પછી જ્યારે બાદશાહ આવ્યો ત્યારે તેની સાથે બોલી નહી સ્ત્રીનાં ચરિત્ર અપાર છે વળી સ્ત્રીને વશ કોણ નથી ! બાદશાહ પોતાની વહાલી હુરમને રીસાયેલી જોઇને ખિન્ન થયો, તેમાં તેનો વાંક નહોતો તે તો પ્રેમી હતો પ્રેમીને માશુકની ઉદાસી સહજ કાળજું કોરે છે તે તેણીને મનાવવા લાગ્યો તેણીને કાલાવાલા કરવા લાગ્યો જહાંગીર જે મહોટો ભરતખંડનો બાદશાહ તે પેલી મુઠીભરની ખુબસુરત કાન્તિ સન્મુખ ચાકરની માફક ઉભો રહ્યો ! મહા પ્રયત્ન અને ઘણી આજીજીથી પેલી પખીએ જાણે દુનીયાનું સત્ય પોતાનામાંજ હોયની તેમ પોતાની કુચાલ ઢાંકીને શાહજાદાને દોષિત કરવા કહ્યું કે તેણે મારાપર બલજોરી કરી પોતાની સ્ત્રીના

પર જુલમ કેમ સાંખી રહેવાય તેમ પોતાનું એકનું એક ફરજંદ તેને સખ્ત શિક્ષા કેમ થાય ! હજી તે એવા વિચારમાં છે, તેવામાં રાણીએ મેણું માર્યું જે તમે નામરદા છો તે અમને તમારા છોકરા માટે પરણી લાવ્યા છો ! આજ તો ઇશ્વરે આબરૂ રાખી પણ તમારા જેવા અમારા ધણી હોય ત્યારે તો કાલે સિપાઈઓ પાસે એંચી લઈ જઇ બગડાવશો, જ્યારે એવકુફ બાદશાહે શાહજાદાને ફાંસીની શીક્ષા કરવાનું કબુલ કર્યું ત્યારે પછી મનાઇ અને તેઓએ પ્રથમની પેઠે હારયરસથી મોજમજાની સીમા પેલી ઢાંગી પછી જે થોડી વખત કૃતીમ શોકમાં ડુબી હતી તે કેમ રાખી શકે ? હવે જ્યારે શાહજાદો રાણીથી મહામહેનતે નાશીને આવ્યો ત્યારે પોતાના સોબતી છોકરાઓથી વછુટો પડયો તેથી અને તેની મા પછીએ બળાત્કાર કર્યો તેથી દીલગીર થઇને થોડે દુર એક મુસાફરખાનું હતું ત્યાં જઇને થએલી બીનાપર વિચાર કરતો સ્તબ્ધ થઇને બેઠો. ત્યાં આગળ અચાનક નજુમી ( જોશી ) આવી ચહયો તેની પાસે કેટલાએક લોક નસીબ જોવરાવતા હતા; ત્યાં જઇને શાહજાદો બેઠો ત્યાં બે ચાર મશ્કરા લોક બોલ્યા કે આ છોકરા વિષે નજુમ નાખ નજુમીએ નજુમ નાંખી કહ્યું જે આ છોકરાને કાલે ફાંસી દેવાનો છે. આ સાંભળી સઘળાને તેના ઉપર અનાસ્થા થઇને કહેવા લાગ્યા જે ગપ્પીદાસ ગપ્પુ ઠોકે જાય છે તે આ રાજપુત્ર આખા રાજ્યનો ધણી તેને ફાંસીએ ચઢાવનાર કોણ છે ? માટે તું જુઠો છે, એમ કહી તેને કાઢી મુકયો લોકો તેને જુઠો માનવા લાગ્યા પણ શાહજાદાના મનમાં તે વાત ખટકી.

ખરેખર બીજે દીવસે કાંઇ પુછપરછ કર્યા શીવાય બાદશાહે

બોલાવી શાહજાદાને ફાંસી દેવાને હવાલે કર્યો તેઓ તેને મારવા નદી કીનારે લઇ ગયા, ત્યાં લોક ત્રાહેત્રાહે બોલતું. લોકોનું ટંક મલ્યું: વજીરની ગાડી સામી મેળથી આવે છે, તેણે લોકોનું ટોળું અને વચ્ચે શાહજાદાને જોઇને પુછયું—અરે આ શું? દીલ્હીમાં કુતરાને પણ મારી શકતું નથી તો આ શાહજાદાને કોણ મરાવે છે? તે સાંભળી બાદશાહનો સવિસ્તાર હુકમ કહી સંભળાવ્યો. વજીરે કહ્યું બાદશાહ ગાંડો થયો હશે છોડ શાહજાદાને હું લઇ જાઉં છું ત્યારે ઢેડો આગળ આવીને બોલ્યો મારો હક રહી જાય છે, વજીર કહે લે, એમ કહી શાહજાદાના કપડાં ઉતરાવી ઢેડાને આપી દીધા ને તેને પોતાને ઘેર લઇ ગયો. ત્યાં તેને નવરાવી ધોવરાવી નવો પોશાક પહેરાવી સાથે લઇને કચેરીમાં ગયો; બાદશાહને સલામ કરી, બાદશાહે પુછયું, હે વજીર? જે દુષ્ટે પોતાની માની જોડે જબરાઇ વાપરી તેને તું ઉગારી કેમ લાવ્યો! વજીરે કહ્યું બાદશાહ સલામત વાત ખોટી છે, શાહજાદો એવો હોય નહી, ને રાણીને ફાંસી દેવી જોઇએ. બાદશાહ કહે જે પોતે રાણીએ મને કહ્યું છે ત્યારે વજીર કહે બાદશાહ! જ્યાં એક સ્ત્રી અને એક મરદ છે, તે મરદ ઉપરે કાંઇ આળ લગાવે ત્યારે તે મરદની યોગ્યતાની તપાસ કરી સ્ત્રીનું માનવું સ્ત્રી બેવફા, નિર્દય અને ઢોંગી તે ઘડીકમાં સતી થાય અને ઘડીકમાં વંઠી જાય છે હું વાત કહું તે સાંભળો, પછી ફરીયાદ કરો,

કોઇ એક પાદશાહને એકની એક છોકરી હતી. તે સુંદર ને નવયોવન હતી, પણ તે પરણવાને ના કહેતી. તેણે બાળપણથીજ ફકીરી લીધી હતી. સદા તે એક દાસીની સાથે બહાર ફર્યા કરે, મશીદ વગેરેમાં પડી રહે ને પોતાની દેહને દમે. તેને

વાસ્તે શહેરની બહાર બાગ હતો તેમાં એક દીવસ સુવાને ગઈ, ત્યાં તે પુષ્પસેજમા ઘસઘસાટ ઉંઘી ગઇ તે વખતે તેને સ્વપ્નું આવ્યું તેજ વખતે તેણે કોઇ યારને ભોગ આપ્યો. આણીગમ તેને સ્વપ્નુ પુરૂં થયું તે વખત પેલીગમ અચાનક તેના સ્તનની ડીંટી ઉપર એક ભમરે ડંસ દીધો કે લોહીની ધાર વહેવા લાગી ને સ્વપ્નુ પુરૂં થયું. તે સ્વતઃ જાગી ઉઠી ને દાસીને બોલાવી તે યારનું વર્ણન કરી કહેવા લાગી, બાપ મારો યાર કયાં નાઠો તેને લાવ. દાસી–બહેન તું ગાંડી થઇ છે કે શું! વાડીમાં તો તું ને હું બંને એકલાં છીએ ત્યાં યાર શો ને વાત શી? શાહજાદી તો ઝુરવા લાગી તેને એકે વાતની સુજ પડે નહી. સવારમાં દાસી તેને સાથે લઈને શહેરમાં ગઇ તેવામાં દીવાનનો છોકરો વરસ અઢારેકની ઉમરનો હતો પણ નબળી સ્થિતિનો હતો તેના બાપદાદા આગળ દીવાનગીરીપર હતાં પણ પછીથી એએક પહે-ડીથી નોકરીથી બરતરફ હતો. ને દરરોજ નોકરીની આશાએ કચેરીમાં સલામ ભરવા આવતો હતો, ત્યારે તેને દીઠો કે શાહ-જાદાનું મન ચમકયું ને સ્વપ્નમાં આવેલો આશક આજ છે એમ તેને ભાસ્યું તે દાસીને કહેવા લાગી—દાસી! દાસી? આ રહ્યો મારો યાર એને તું ગમે તેમ કરી મારી પાસે લેઇ આવ, હું તને ખુશી કરીશ. તે સાંભળી દાસી તેની પછવાડે ગઈ પણ પેલો તો ઘોડા ઉપર બેઠેલો તેથી આગળ નીકળી ગયો અને દાસી પ-છવાડે રહી ગઇ. તેણે દીવાનના છોકરાને ઘોડેથી ઉતારી ઘરમાં જતાં દીઠો પણ અંદર ગયો તેનુંજ બારણું અટકાવી દીધું. ત્યારે દાસીએ પાનની પીચકારીથી ઘરને નીશાની કરી પાછી વાળી કું-વરી પાસે આવી કે બાઇ? એ તો ઘરમાં પેસી ગયો. ત્યારે

શાહજાદીએ પુછયું જે કંઇ એધાણી રાખી છે ? દાસી કહે હા, પછી શાહજાદીને પોતાના સાથે લઇ તેના ઘર આગળ ગઇ તો તેણે કમાડ વાસેલું જોયું તેમણે કમાડ ઘણા ઠોકયાં પણ જવાબ આપ્યો નહી, ત્યારે ત્યાંજ, થોભ્યાં એવામાં કોઇ દળનારી દળણું આપવા માંહી ગયેલી તે દરવાજો ઉઘાડી બહાર નીકળી તે લાગ જોઇને શાહજાદી અંદર પેઠી ને દાસી બહાર રહી ત્યારે વાણીઓ કચેરીમાંથી આવીને ઓશરીના પડીયાર ઉપર બેઠો દાતણ કરે છે તેણે ચડપ ઉભા થઇ શાહજાદીનો સત્કાર કર્યો ને બોલ્યો. ધણી ચાકરને ઘેર કયાંથી ? તે સાંભળી શાહજાદીએ તરતજ તેનો હાથ પકડયો ને કહ્યું હું તારા ઉપર ફીદા ( આશક ) છું. વાણીઆભાઇ બીકણ એટલે ના ના કહેવા લાગ્યો કે તમે તો અમારાં માવતર જેવાં, શાહજાદી બોલી કે પીટયા. ! હું આવી છું, રંગ રમવાને તે પાછી જનાર નથી માટે જો તું મારૂં મન મનાવી મને નહી ભોગવે તો તારૂં માથું કપાવીશ. વાણીઆની સ્ત્રી ચતુર હતી તે બોલી જે એમાં શું છે, ? જાઓ જે થનાર હશે તે થશે પણ શોખ તો કરી લ્યો. પછી વાણીઓ શાહજાદીનો હાથ પકડી ઉપર લઇ ગયો, તે વખતે વાણીઅણ બોલી બેન રંગ રમવા આવી છે તો આવો અપશુકનીયાળ પોશાક કેવો ? એમ કહી પોતાની પેટીમાંથી જરીયાનના તરેહવાર પોશાક તથા હીરા મોતીનાં ઘરેણાં પહેરાવીને તેને ખુબ શણગારીને બંનેને શયનગૃહમાં મોકલ્યાં, તેમણે ત્યાં ખાઇ પી આખી રાત એશઆરામ તથા રંગભોગમાં ગુજારી એમ તે બે ચાર દીવસ સુધી રહી ત્યાં સુધી શાહજાદીનો કોઇએ ભાવ પુછયો નહી, કેમકે એવી રીતે તે ઘણીવાર બાગમાં કે મસીદમાં પડી રહેતી, પણ પાંચ

સાત દીવસ થયા ત્યારે પુછપરછ થવા લાગી કે શાહજાદી ક્યાં ગઈ ? વાણીઓ રોજ સવારમાં કચેરીમાં જતો હતો તે આ ચર્ચા સાંભળે અને જે વાત થાય તે પોતાની સ્ત્રીને કહેતો પણુ તે ગ-ણુકારે નહી. આઠ દશ દીવસ થયા એટલે પછી કચેરીમાં રાજા બોલ્યો કે પાસેના ગામથી નજુમી બોલાવો. તે વાણીઆએ સાંભળ્યું ને ઘેર જઈ સ્ત્રીને કહ્યું, કે હવે તો સપડાઇ જઇશું. કેમકે બાદશાહ કાલે નજુમી બોલાવનાર છે. એટલે પછી આપણું તો આવી રહ્યું, વાણીઅણુ કહે ફીકર નહી તેનો હું ઇલાજ કરીશ રાજાને નજુમીને બોલાવતાં બેચાર દીવસ વીતી ગયા. વાણીયાના ચોકમાં પ્રથમ વખતનું એક હોજ હતું એ વાણીઆએ કાઢી નં-ખાવી સાફ કરી પાણી ભરાવ્યું પછી એક હોડી વેચાતી મંગાવી અને હોજમાં તરતી મુકાવી અને ચારે બાજુએ એટલે એક બાજુ મક્કા, બીજી બીજુ દ્વારકા, ત્રીજી બાજુએ કલકત્તા અને ચોથી બાજુએ મુંબઇની એમ ચારે શહેરની તસ્વીરો મુકાવી અને પેલી હોડીમાં શાહજાદીને બેસાડી તેના હાથમાં હલેસુ આપીને કહયું કે હોડી ચારે બાજુએ ઘડીએ ઘડીએ ફરતી રાખ અહીં શાહજાદી હોડીમાં ફરે છે અને પણે કચેરીમાં પેલો નજુમી પ્રથમ નજુમી નાંખી બોલ્યો જે બાઈ પાણી ઉપર છે. બાદશાહે પુછ્યું કયાં ? નજુમી બોલ્યો કે મુંબાઇ. દીવાન કહે જે કરવા જવાની હતી તે ગઈ હશે પણ ગાંડી કહ્યા વગર ગઇ. જો કહીને ગઇ હોત તો ખજાનો આપી મોકલત પા કલાક પછી હોડી મક્કાની ભણી તરફ ગઇ ને પણે નજુમ નાંખી જોવડાવ્યું જે મક્કા તરફ છે ત્યારે ખચીત કહેવા લાગ્યા જે ગઇ બાઇ થોડીવાર પછી હોડી ફેરવીને પણે વળી ફરીને નજુમ નાંખ્યો, ત્યારે નજુમી

બોલ્યો કલકત્તાપર છે ત્યારે કાંઇક શક પડયો તેથી કહે ફરી નાંખો ચોથીવાર નજુમીએ કહ્યું કે દ્વારકા તરફ છે. તે સાંભળી બધા હસવા લાગ્યા ને તેની ઉપરથી વિશ્વાસ ઉઠી ગયો અને તેને ગાંડામાં ખપાવી હાંકી કાઢયો. પછી તો બાદશાહે તેની ઘણી ઘણી શોધ કરવા માંડી, પોતે એક બીડુ ફેરવ્યું કે જે મારી શાહજાદીને ખોળી આપે તેને મોટું ઇનામ આપીશ તે બીડુ તેના કોટવાળે ઝડપ્યું, અને શાહજાદીની તપાસ કરવાને નીકળ્યો. બે ચાર દીવસ અહીતહીં ફર્યાં પછી તે પેલા વાણીઆની ગલી આ-ગળ આવ્યો, તે ગલીને નાકે એક તંબોળીભાઇ રહેતા હતા; તે ઘણા ચતુર હતા, તેમણે આવા નેત્રચાંઠીત્સા જોઇ પુછ્યું કે કેમ ફરા મારો છો ? કોટવાલે વાત નિવેદન કરી ત્યારે તંબોળી કહે અમે બતાવીએ તો શું આપશો. કોટવાળ કહે પાચસો રૂપીઆ આપું તંબોળી કહે તે પહેલા આપો તો બતાવીએ, પછી તમને ક્યાં પુછવા આવીએ. તમે અમલદાર પડયા ? તે કોટવાલે કબુલ કર્યું ત્યારે એક ભાઇ સાથે આવ્યો ને રૂપીઆ ગણી આપ્યા. એટલે તેણે બતાવ્યું કે પેલું સાતમું ઘર છે તેમાં છે. કોટવાળ ઘોડો વાળીને વાણીઆના ઘર તરફ આવ્યો ત્યારે તેની સ્ત્રી ચ-રીત્ર કરી નેણ મારતી અર્ધા શબ્દ બોલી મોહ ઉપજાવી કહેવા લાગી જે હું—હું સુવો મારી ઉપર સોક લઇને પડયો છે; માટે આવો તમે આવો આપણે સાથે રહીએ કે પીટયો જલદી ઠેકાણે આવે. વાણીઅણ પણ ટકોરા જેવી હતી, તેના હાવભાવ અને આળા ચશકા જોઇ કોટવાળ લલચાયો. તે અંદર ગયો એટલે વાણીઅણે તેના હાથમાંથી ઘોડો લઇને બાંધ્યો અને તેનો હાથ પકડી એક ઓરડા ભણી આંગળી કરીને બોલી કે પણે બેઠાં છે,

તમે અંદર જાઓ હું આવું તો મને મારશે. પેલો અધીંક દુર ગયો કે નીચે ખાડો ખોદી ઉપર પાટીઉં મેલ્યું હતું તે ખેંચી લીધું કે કોટવાળ અંદર કેદ થયો. આશરે પાંચ સાત દીવસ થયા પણ કોટવાળ ક્યાં–કોટવાળ ક્યાં ? ને બાદશાહે વિચાર્યું કે જ્યાં છે ત્યાં જેણે શાહજાદી રાખી છે તેણે કોટવાળને કેદ કર્યો છે એ-ટલે હુકમ કર્યો તેથી દીવાન શોધવા નીકળ્યો, પણ એ ત્રણ દીવસ રખડતો રખડતો તંબોળીની દુકાને આવ્યો તેને પણ ત-બોળીએ વધારે ખંખેરીને સ્થાનક બતાવ્યું એટલે તે ત્યાં ગયો ત્યારે વાણીઅણે તેને પણ હાવભાવ અને પ્રેમી વચનોથી ફસાવી બીજા ખાડમાં કેદ કર્યો ચોથે દિવસ હજુરીઓ તપાસ કરવાને નીકલ્યા તેની પણ તેજ દશા થઇ, પછી રાજા પંડે શોધ કરવા નીકળ્યો અને આંખમાં ઘણી ખુનસ વરસી રહી અને તે તંબો-ળીએ મુકામ બતાવ્યું કે ત્યાં આવ્યો. વાણીયણે, પહેલેથી રાજાના સારૂ એક સરસ ઓરડો શણગારી તેમાં ગાદી તકીયા પાથરી મેલ્યા હતા. ત્યાં આગળ રાજાનો સત્કાર કરી પોતે તેડી ગઇ પછી પોતે કહ્યું કે હું બારણું વાશી નાની બારીમાંથી તમને દેખાડું. નહી તો મને માર પડશે. રાજાએ કહ્યું ઠીક, પછી તેણે તાળુ મારી બારી ખુલ્લી રાખી અને શાહજાદી પાસે જઇ કહ્યું, કે જા તારા પિતા આવ્યા છે તેમને તું કરગરી પગે પડી સાવચેતી વાત કહે કે હું આશક પડીને આવી છું, તેણે આનાકાની કરી ત્યાં વાણીયણ બોલી ત્યારે શું તું મારૂં ગરીબનું નખોદ વાળવા આવી છે. માટે જા બાદશાહને મળ. માબાપને કહેતાં શરમ રા-ખીએ નહી. તે સાંભળી શાહજાદીએ જઇ કાલાવાલા કરી બા-પને વિનવી પગે પડીને કહ્યું કે વાણીયાનો વાંક નથી. માટે મારી

આપો, બાદશાહને દયા આવી અને બોલ્યો કે જા માફ છે. શાહજાદી કહે લખી આપો બાદશાહ કહે મારી મહોર તો હજુરીયા પાસે છે, તું જાણે છે. તે દસ્તાવેજ દીવાન લખે છે કુંવરી કહે તેઓ પણ અહીં છે, પછી તેમને કાઢી હાજર કર્યા પછી દીવાને ખડીઓ, કલમ આપી દસ્તાવેજ કર્યો અને હજુરીયા પાસે મહોર કરાવી માફીપત્ર વાણીયાના હાથમાં આપ્યું પછી વાણીયણે બાદશાહને કહ્યું આપ હુરમેક અત્રે સાંજે મોકલી શાહજાદીને લઈ જશો તો વાત કયાંઇ ફાટશે નહી તેમાં આબરૂ છે. પછી બાદશાહ મહેલમાં ગયો; અને સાંજે રાણી પાસે કુંવરીને બોલાવી લઇ તેનું લગ્ન લઇ પરણાવી આપવા નક્કી કર્યું માટે હે બાદશાહ ! તું વિચાર કર કે, એ તો મ્હોટી શાહજાદી હતી તો પણ તેણે એક વખત આવું તરકટ ઉઠાવ્યું, તો આ ગરીબ કંગાળ હલકા કુળની છોકરી શું નહી કરે ! માટે એવી સ્ત્રીના શીખવ્યાથી નિરપરાધી કુંવરને મારવાની હિમ્મત તમે હરગીજ કરશો નહી શાહજાદો તદન નિર્દોષ છે, અને રાણીજ ગુન્હેગાર છે.

આથી બાદશાહને પોતાના અઘટિત કૃત્યનો ઘણો પસ્તાવો થયો અને આમાં શું હકીકત બની છે તે શાહજાદાને મોઢેથી જાણવા ફરમાવ્યું, ત્યારે તે બોલ્યો:—

માલિની છંદ.

નથિ નથિ નથિ સ્વપ્ને કુર સંકલ્પ કીધો,<br>
નથિ નથિ નીતિ રીતી ઉપરે પાથ દીધો;<br>
દિલ દુઃખ અતિ થાયે તાત આ શું કહો છો,<br>
મુજ નીતિ રીતી જાણી વ્હેમ ક્યાંથી લહો છો ?

આ સાંભળી સભા છક થઈ ગઈ ને વજીરે કહ્યું કે જહાં-પનાહ આપ નામદારને પહેલાંજ કહેલું કે મોટી વયે ન્હાની બ-ઇરી સાથે લગ્ન કરશો તો ખતા ખાશો, બાદશાહે વજીરનો ઉપ-કાર માન્યો અને કહ્યું કે મારા શાહજાદાને તેં બચાવ્યો છે. પછી બાદશાહે કુંવરને નિર્દોશ ઠરાવીને કહ્યું કે:--

### માલીની છંદ.

વછન સરવ સાચાં પુત્રરે પ્રિય તારા,
શ્રવણ યુગલ કાચાં કામથી પુત્ર મારા;
વગર સમજ આ મેં કરે કુડો કરાવ્યો,
દિલિપ નૃપતિ ભુલ્યો ભામીનિનો ભમાવ્યો.

પછી બાદશાહે ફુરમને કહાવ્યું કે ફરીને આવું તર્કટ કરશે તો તને તોપને મોંઢે ઉડાવીશ.

સમાપ્ત

## ગુજરાત અને કાઠીઆવાડમાં સસ્તામાં સસ્તા પુસ્તકો વેચનાર તેમજ તમામ જાતનાં પુસ્તકો છપાવનાર–બુકસેલર મંગળદાસ જોઈતારામ—રીચીરોડ—અમદાવાદ.

સુડાબોતેરી મોટી—બહોતેર વારતાની ઘણીજ રસીક વારતા તઈયાર છે. કીમત ૨–૦–૦

મચ્છવેદ—અરજુનજીએ પોતાની ચાલાકી અને હોસીઆરીથી દ્રોપદીના સ્વયંવરમાં જેને મચ્છવેદ કર્યો છે અને દ્રોપદી મેળવી વગેરે જાણવા જોગ બાબતો ઘણી છે આજેજ મંગાવો. કીમત. ૦–૮–૦

રાણકદેવી રાહખેંગાર–જગપ્રશીધ નાટક કીમત. ૦–૮–૦

ગજરામારૂ મોટી—વાંચવા લાયક કીમત. ૦–૮–૦

સદેવંત મોટી—જગપ્રસીધ કીમત. ૦–૮–૦

એ સીવાય અમારી પાસેથી વારતાનાં નાટકો ભજનો વઈદકનાં અને જોતીષનાં તમામ જાતનાં પુસ્તકો વેચનાર.

બુકસેલર મંગળદાસ જોઈતારામ.
રીચીરોડ—અમદાવાદ.

# જાહેર ખબર.

## બુકસેલર મંગળદાસ જોઈતારામના પુસ્તકાલયમાં વેચાતાં પુસ્તકોનું સુચીપત્ર.

ચતુરસુંદર (૨૪ભાગ) જેની અંદર રાસલીલા દાણુ-લીલા અને લગ્નસાં ગાવાનાં ગીતો સાથે બસો ચોવીશ પાનાનું દળદાર પુસ્તક તઈયાર છે. કીમત ૦-૧૨-૦

સ્ત્રી ચરિત્રની—વાતાં સ્ત્રીઓમાં ચરીત્ર અને તેમની બહાદુરી વીગેરે ઘણી જાણવા જોગ બાબતો છે. કી. ૦-૮-૦

(નરસીમેતા નોવેલ) જગ પ્રસીદ્ધ નોવેલ આજેજ મંગાવો. કી. ૦-૧૨-૦

જસમા ઓડણ મોટી—પતીવૃતા સ્ત્રીઓને માટે ખાસ વાંચવા લાયક પુસ્તક તઈયાર છે. કી. ૦-૮-૦

હોથલ પદમણી—કાઠીઆવાડમાં જગ પ્રસીધ નોવેલ કી. ૦-૧૨-૦

છેલજરાર—ઇતીહાસીક નોવેલ કી. ૦-૧૨-૦

કાનોકુંભાર અને સતી પારવતી—વાંચવા લાયક નોવેલ. કી. ૦-૮-૦

ભજનભંડાર—તમામ જાતનાં અને તમામ ભક્તોનાં બનાવેલાં ભજનો. કી. ૦-૮-૦

